॥ શ્રીસ્વામિનારાયણો વિજયતે ॥

**સત્સંગ શિક્ષણ શ્રેણીનું પાઠ્યપુસ્તક: 6**

# શાસ્ત્રીજી મહારાજ

**લેખક**
કિશોર મ. દવે

**પ્રકાશક**
સ્વામિનારાયણ અક્ષરપીઠ
શાહીબાગ રોડ, અમદાવાદ - 380 004

**SHASTRIJI MAHARAJ (Gujarati Edition)**

(Life-sketch of Brahmaswarup Shastriji Maharaj)

By Kishore M. Dave

A textbook for examination prescribed under the curriculum set by B.A.P.S. Swaminarayan Sanstha.

**Inspired by:** HH Pramukh Swami Maharaj

**Presented by:**

B.A.P.S. SWAMINARAYAN SANSTHA
Shahibaug, Amdavad – 380 004. India.

**Publishers:**

SWAMINARAYAN AKSHARPITH
Shahibaug, Amdavad – 380 004. India.

**18th Edition:**

March 2024. Copies: 2,000 (Total copies: 1,24,000)



**ISBN:** 978-81-7526-670-4

**રજૂકર્તા:** બી.એ.પી.એસ. સ્વામિનારાયણ સંસ્થા
શાહીબાગ, અમદાવાદ - 380 004.

**પ્રેરણામૂર્તિ:** બ્રહ્મસ્વરૂપ પ્રમુખસ્વામી મહારાજ



**અઢારમી આવૃત્તિ:** માર્ચ 2024

**પ્રત:** 2,000 (કુલ પ્રત: 1,24,000)

**કિંમત:** **રૂા. 50-00**

**મુદ્રક અને પ્રકાશક:**

સ્વામિનારાયણ અક્ષરપીઠ

શાહીબાગ, અમદાવાદ - 380 004

# કૃપાકથન

બ્રહ્મસ્વરૂપ સ્વામીશ્રી યોગીજી મહારાજે સ્થાપેલી અને પોષેલી યુવકપ્રવૃત્તિ ઘણા વેગથી વિસ્તાર પામતી જાય છે. આ યુવકપ્રવૃત્તિમાં જોડાતા યુવકોની આકાંક્ષાઓ અને જ્ઞાનપિપાસાને સંતોષવા અને તેમને ભગવાન સ્વામિનારાયણે સ્થાપેલ અક્ષરપુરુષોત્તમના સિદ્ધાંત અભિમુખ કરવા બી.એ.પી.એસ. એટલે કે બોચાસણવાસી શ્રી અક્ષરપુરુષોત્તમ સ્વામિનારાયણ સંસ્થાએ અભ્યાસક્રમ નિયત કરેલ છે, તેની ક્રમબદ્ધ પુસ્તિકાઓના પ્રકાશનની યોજના સ્વામિનારાયણ અક્ષરપીઠે ઘડી છે.

આ પુસ્તિકાઓ દ્વારા પાઠશાળા ધોરણે સત્સંગનાં બાળકો તથા યુવકોને વ્યવસ્થિત એકધારું અને શુદ્ધ જ્ઞાન સરળ ભાષામાં આપવાનું વિચાર્યું છે. ભગવાન સ્વામિનારાયણે સ્થાપેલ આદર્શોના પાલન અને પ્રચાર માટે બ્રહ્મસ્વરૂપ શાસ્ત્રીજી મહારાજે સ્થાપેલ આ સંસ્થા, આ પ્રવૃત્તિ દ્વારા એ આદર્શોનો, સંપ્રદાયની એ ભવ્ય પ્રણાલીનો અને તે દ્વારા મહાન હિંદુ ધર્મની સંસ્કૃતિનો પ્રચાર કરશે.

સ્વામિનારાયણ ભગવાનનો એ દિવ્ય સંદેશ જગતને ખૂણે ખૂણે પહોંચાડવાની આ પ્રવૃત્તિની નેમ છે. જુદી જુદી ભાષાઓમાં આ પુસ્તિકાઓનું પ્રકાશન થાય તે માટે યોજના ઘડી છે. આશા છે કે સંપ્રદાયના અને સંપ્રદાયેતર સૌ ધર્મપ્રેમી મુમુક્ષુઓ આ પ્રવૃત્તિને આવકારશે અને તેમાં તન, મન અને ધનથી સંપૂર્ણ સહયોગ આપશે.

બાળકો તથા યુવકોને પ્રોત્સાહિત કરવા આ પુસ્તિકાઓને આધારે પરીક્ષાઓ લઈ તેમને પ્રમાણપત્રો આપવામાં આવશે. આ પુસ્તિકા તૈયાર કરવામાં ઈશ્વરચરણ સ્વામી, રમેશભાઈ દવે તથા કિશોરભાઈ દવે તથા જેમણે સહકાર આપ્યો છે તે સૌને રૂડા આશીર્વાદ છે.

# નિવેદન

સાક્ષાત્ પુરુષોત્તમ નારાયણ, પોતાના અનાદિ અક્ષરધામ સાથે આ બ્રહ્માંડમાં પધાર્યા, પણ એમનાં સ્વરૂપોનો પરભાવ કોઈ સમજી શક્યું નહીં. એક અવતાર જેવો એમનો મહિમા પ્રવર્તાવી, એમના અલૌકિક કાર્યને સૌએ જોયું છતાં ઢાંકી દીધું. ગુણાતીતાનંદ સ્વામીની પરંપરામાં ભગતજી મહારાજના અનન્ય કૃપાપાત્ર શિષ્ય બ્રહ્મસ્વરૂપ સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજીએ (શાસ્ત્રીજી મહારાજે) માથું હાથમાં લઈને, અનેક અપમાન-તિરસ્કાર સહન કરી, હડધૂત થઈને, આ શુદ્ધ ઉપાસના - અક્ષરરૂપ થઈને પુરુષોત્તમની ઉપાસના - મૂર્તિમાન કરવા મંદિરો કર્યાં.

મહારાજ અને સ્વામીને આ પૃથ્વી ઉપર પ્રગટ થવાનો હેતુ જો કોઈએ પણ જગજાહેર કર્યો હોય તો એ શાસ્ત્રીજી મહારાજે. શુદ્ધ ઉપાસના પ્રવર્તાવી શાસ્ત્રીજી મહારાજે લાખો મુમુક્ષુઓને માટે આત્યંતિક મુક્તિનો માર્ગ ખુલ્લો મૂકી આપ્યો. એમના દિવ્ય જીવનના અનેક પ્રસંગો મુમુક્ષુઓને દૃઢ નિષ્ઠા અને ભક્તિ પ્રેરનારા છે, તેમજ અક્ષરપુરુષોત્તમ સંપ્રદાયનો સાચો ઇતિહાસ સમજાવનારા છે.

સત્સંગ શિક્ષણ પરીક્ષાના અભ્યાસક્રમના એક ભાગરૂપે આ પુસ્તિકાની રચના કરવામાં આવી છે. દ્વિતીય પરીક્ષા ‘સત્સંગ પ્રવેશ’ માટેની આ પુસ્તિકા આપના હાથમાં મૂકતાં અમને આનંદ થાય છે.

સ્વામીશ્રીજી તથા બ્રહ્મસ્વરૂપ પ્રમુખસ્વામી મહારાજ તથા પ્રગટ બ્રહ્મસ્વરૂપ મહંતસ્વામી મહારાજને રાજી કરવા સત્સંગી બાળકો, યુવાનો તથા જિજ્ઞાસુઓ આ અભ્યાસક્રમ તૈયાર કરી, સત્સંગની પરીક્ષાઓમાં ઉચ્ચ પ્રમાણપત્રો મેળવે એ જ અભ્યર્થના!

- સંપાદક મંડળ



અમે સૌ સ્વામીના બાળક, મરીશું સ્વામીને માટે,
અમે સૌ શ્રીજીતણા યુવક, લડીશું શ્રીજીને માટે.
નથી ડરતા નથી કરતા, અમારા જાનની પરવા,
અમારે ડર નથી કોઈનો, અમે જન્મ્યા છીએ મરવા.
અમે આ યજ્ઞ આરંભ્યો, બલિદાનો અમે દઈશું,
અમારા અક્ષરપુરુષોત્તમ, ગુણાતીત ગાનને ગાઈશું.
અમે સૌ શ્રીજીતણા પુત્રો, અક્ષરે વાસ અમારો છે,
સ્વધર્મી ભસ્મ ચોળી તો, અમારે ક્ષોભ શાનો છે.
જુઓ સૌ મોતીના સ્વામી, ન રાખી કાંઈ તે ખામી,
પ્રગટ પુરુષોત્તમ પામી, મળ્યા ગુણાતીત સ્વામી.

# અનુક્રમણિકા

# 1. પૂર્વભૂમિકા

આ પૃથ્વી પર શ્રીજીમહારાજના પ્રગટ થવાના હેતુઓમાં એક હેતુ, પોતાની શુદ્ધ ઉપાસના ફેલાવવી અને એકાંતિક ધર્મનું સ્થાપન કરવું એ હતો. શુદ્ધ ઉપાસના એટલે અક્ષરરૂપ થઈ પુરુષોત્તમની ભક્તિ કરવી. અક્ષરરૂપ થવા માટે અક્ષર એટલે ગુણાતીતાનંદ સ્વામીનો સમાગમ કરવો, તેમના રૂપ થઈ ગુણાતીત સ્થિતિ પ્રાપ્ત કરવી અને પુરુષોત્તમ નારાયણ સહજાનંદ સ્વામીનું ભજન કરવું. અક્ષર અને પુરુષોત્તમ જે શ્રીજીમહારાજ અને ગુણાતીતાનંદ સ્વામી-રૂપે આ પૃથ્વી પર આવ્યા, તેની યથાર્થ ઓળખાણ થાય તે જ સાચી ઉપાસના.

પણ મનુષ્યરૂપે પધારેલ આ ભગવાનના સ્વરૂપને જીવો જેમ છે તેમ ઓળખી ન શકે. તેમનામાં મનુષ્યભાવ દેખી સાચું જ્ઞાન ન પામી શકે. આથી, શ્રીજીમહારાજના પરમહંસોએ તેમનો મહિમા લોકોને સમજાવ્યો. તેમાં પણ ગુણાતીતાનંદ સ્વામીએ તો શ્રીજીમહારાજ એ જ સર્વોપરી ભગવાન છે તેમ રાત-દિવસ વાતો કરીને સમજાવ્યું. તેમની સાધુતા, બ્રહ્મસ્થિતિ અને સર્વોપરી નિષ્ઠાવાળી જોશીલી વાણીથી, શ્રીજીમહારાજ સર્વોપરી છે એ વાત સંપ્રદાયમાં જાહેર થવા લાગી.

તે જ પ્રમાણે ગુણાતીતાનંદ સ્વામીના શિષ્યો પ્રાગજી ભક્તે તેમજ જાગા ભક્તે 'ગુણાતીતાનંદ સ્વામી અક્ષર છે' તે વાત પ્રવર્તાવી. આમ, અક્ષર અને પુરુષોત્તમની વાત વહેતી થઈ; પણ બીજા દેવોની મૂર્તિઓ જેમ મંદિરોમાં છે તેમ અક્ષર અને પુરુષોત્તમની મૂર્તિઓ મંદિરોમાં પધરાવવાની હિંમત હજુ કોઈની હતી નહીં, કારણ કે સંપ્રદાયમાં રૂઢિથી ચાલી આવતી જડ માન્યતાવાળો એક વર્ગ આ સાચા સિદ્ધાંતનો અને તે સિદ્ધાંતનો પ્રચાર

કરનારાઓનો જોરશોરથી વિરોધ કરતો હતો; અને એ વિરોધના સામા પૂરમાં પડવાની હિંમત કોઈની હતી નહીં.

આથી, આ જ્ઞાન પચાવેલા મોટા મોટા સદ્‌ગુરુઓના મનમાં ઊંડે ઊંડે શંકા રહેતી કે આ જ્ઞાન મૂર્તિમાન બનશે કે નહીં? શ્રીજીમહારાજ અને સ્વામીની મૂર્તિઓ મંદિરમાં પધરાવાશે કે નહીં? તેમાં ઘણા પ્રભાવશાળી અને સમર્થ સંતો હતા. તેમણે આ બંને મૂર્તિઓ પધરાવવા પ્રયત્નો તો કર્યા જ હતા, પણ તે આવાં તત્ત્વોએ નિષ્ફળ બનાવ્યા. તેથી તેઓ મનોમન શ્રીજીમહારાજને પ્રાર્થના કરતા હતા અને આ મહાન કાર્ય પાર પાડી શકે તેવા, શ્રીજીમહારાજની જ સર્વશક્તિ અને ઐશ્વર્યને ધારી શકે તેવા કોઈ સમર્થ પુરુષની રાહ જોતાં બેઠા હતા.

## 2. પ્રાકટ્ય અને આશીર્વાદ

અને એ ધન્ય દિવસ આવ્યો. સંવત 1921ની મહા સુદ 5 ને વસંત પંચમીએ. (સોમવાર, તારીખ 31-1-1865 બપોરના 12-00 વાગ્યા પહેલાં). આ શુભ દિવસે ગુજરાતની રમણીય ભૂમિમાં ચરોતર પ્રદેશના શ્રીજીમહારાજના પ્રસાદીના મહેળાવ ગામે શાસ્ત્રીજી મહારાજનો જન્મ થયો. પિતાનું નામ ધોરીભાઈ અને માતાનું નામ હેતબા. તેમને પાંચ સંતાનો હતાં. મોટા મથુરભાઈ, પછી લાલદાસ અને નાના ડુંગરભાઈ, જે પાછળથી શાસ્ત્રીજી મહારાજ તરીકે સત્સંગમાં પ્રસિદ્ધ થયા. સોનાબા અને રળિયાતબા એ પુત્રીઓ હતી. તેમનું કુટુંબ પ્રસાદીનું હતું. તેમના દાદા અજુભાઈ ઝવેરીદાસ શ્રીજીમહારાજને મળેલા હતા.

ડુંગર ભક્ત નાનપણથી જ ઘણા સૌમ્ય અને મનોહર હતા. સૌને તેમનામાં આકર્ષણ થતું. સૌને તે વહાલા લાગતા. તેઓ છ મહિનાના થયા ત્યારે વૈકુંઠ બ્રહ્મચારી અને શુકાનંદ મુનિ મહેળાવ

પધાર્યા. તેમના મોટા ભાઈ મથુરભાઈ ડુંગર ભક્તને લઈને સ્વામી પાસે ગયા અને વર્તમાન ધરાવવા પ્રાર્થના કરી. ડુંગર ભક્ત એકી નજરે સ્વામી સામું જોઈ રહ્યા.

આ વખતે શુક સ્વામીએ તેમને વર્તમાન ધરાવી, માથે હાથ મૂકી, આશીર્વાદ આપતાં કહ્યું: 'આ તો પૂર્વજન્મનો બહુ સંસ્કારી ભક્ત છે અને આગળ જતાં સંસાર છોડી, ત્યાગી થઈ, તમારા કુળનું કલ્યાણ કરશે.'

મથુરભાઈએ ઘેર જઈને કુટુંબીજનોને આ વાત કરી. તે સાંભળી સૌને આનંદ થઈ ગયો.

બીજે વર્ષે અક્ષરબ્રહ્મ શ્રી ગુણાતીતાનંદ સ્વામી ચૈત્રી પૂનમનો સમૈયો કરી, વરતાલથી જૂનાગઢ જતાં મહેળાવ પધાર્યા. મથુરભાઈ સ્વામી પાસે ડુંગર ભક્તને લઈને આવ્યા અને વર્તમાન ધરાવવા વિનંતી કરી.

સ્વામીએ કહ્યું: 'હજુ વર્તમાન ધરાવ્યાં નથી?'

મથુરભાઈએ કહ્યું: 'ગયે વર્ષે શુક સ્વામી પાસે ધરાવ્યાં છે.'

આ સાંભળી સ્વામી કહે: 'શુક સ્વામી તો મહારાજનો જમણો હાથ કહેવાય. માટે શુક સ્વામીએ વર્તમાન ધરાવ્યાં તે તો શ્રીજીમહારાજે વર્તમાન ધરાવ્યાં કહેવાય.' એમ કહી માથે હાથ મૂકી આશીર્વાદ આપ્યા.

પછી કહ્યું: 'આ તમારો ભાઈ તો સાધુ થઈ શ્રીજીમહારાજની સર્વોપરી નિષ્ઠા પ્રવર્તાવશે અને કથાવાર્તા કરી, સંપ્રદાયને ઉત્તેજન આપી, વૃદ્ધિ કરશે.'

આમ કહી, સ્વામીશ્રી ડુંગર ભક્ત સામું પ્રસન્ન દૃષ્ટિથી જોઈ રહ્યા અને પછી પતાસાંની પ્રસાદી આપી.



## ૩. ચમત્કારની પરંપરા

સ્વામીશ્રીના આ શબ્દો જાણે સાચા પડતા હોય તેમ નાનપણથી જ જણાતું હતું. તેમનાં બાલ્યચરિત્રો પણ ભક્તિપૂર્ણ અને દિવ્યતાપૂર્ણ હતાં. ઘણી વખત તો તેઓ અદ્‌ભુત ચમત્કારો પણ દેખાડતા. તેમના કુટુંબમાં લગ્નપ્રસંગે જ ડુંગર ભક્તે તો માંદગી ગ્રહણ કરી. થોડા વખતમાં તો માંદગી ગંભીર થઈ ગઈ. ડુંગર ભક્ત તો નાડી-પ્રાણ

સંકેલી સમાધિ અવસ્થામાં ચાલ્યા ગયા અને શ્રીજીમહારાજની મૂર્તિનું સુખ લેતા હતા.



માતાપિતાએ માન્યું કે આ બાળક તો દેહ છોડી ગયો છે. તેથી પ્રસંગ ઉકેલવા તેમને વસ્ત્ર ઢાંકી, બાજુના ઘરમાં મૂકી આવ્યાં. પ્રસંગ ઊકલી જતાં સૌ ભારે હૈયે ધૂળાભાઈના ઘરમાં આવીને જુએ છે તો સૌનાં આશ્ચર્ય વચ્ચે ડુંગર ભક્ત તો હસતા-રમતા હતા; અને તેમની આસપાસ તેજનાં વર્તુળો દેખાયાં. આથી, સૌ કુટુંબીજનો આનંદમાં આવી ગયાં.

થોડાં વર્ષે માતા ધામમાં ગયાં. ડુંગર ભક્ત હવે તેમના પિતાની સાથે રહેવા લાગ્યા. પિતા પણ તેમની વધુ ને વધુ સંભાળ લેતા ને હેત વરસાવતા.

ડુંગર ભક્ત બીજા બાળકો કરતાં જુદા જ તરી આવતા. બીજા બાળકો જ્યારે આંબળી-પીપળી રમે, હળકરબડી બનાવે, ત્યારે ડુંગર ભક્ત માટીનાં મંદિરો બનાવે, તેમાં ઠાકોરજીની મૂર્તિઓ પધરાવે, થાળ ધરે, અન્નકૂટ કરે એમ ભક્તિવાળી રમતો રમે. આ જોઈ સૌને થતું કે આ બાળક ભવિષ્યમાં કોઈ મહાન સંત બનશે.

છ વર્ષના ડુંગર ભક્ત એક વખત એક કુટુંબીના લગ્નપ્રસંગે કરમસદ ગયા. સૌ લગ્ન માણવામાં પડ્યા ત્યારે ડુંગર ભક્તે ગામમાં મંદિર શોધી કાઢ્યું અને ત્યાં ભગવાનની સેવા-પૂજા અને કથાવાર્તા કરવા લાગ્યા. જમવાના સમયે સૌ તેમને શોધવા લાગ્યાં. છેવટે મંદિરમાંથી ડુંગર ભક્ત મળ્યા, પણ ડુંગર ભક્તે તો તે દિવસે એકાદશી હોવાથી કશું જ જમવાની ના પાડી. છ વર્ષના બાળકને સારાં સારાં ભોજન મૂકી એકાદશી કરતાં જોઈ સૌ વિસ્મય પામ્યાં.

સૌએ તેમને જમી લેવા આગ્રહ કર્યો. લગ્નમાં આવેલા લગભગ ચારસો માણસોએ તેમને સમજાવ્યા, પણ ડુંગર ભક્ત તો કહે: ‘મેં શાસ્ત્રમાંથી સાંભળ્યું છે કે એકાદશીને દિવસે અન્ન ખાવું તે માંસ ખાધા બરાબર છે. માટે હું નહીં જમું.’

તેમની અડગતા આગળ સૌ નમી પડ્યાં. તેમના માટે આણંદથી પેંડા, બરફી મંગાવી તેમને ફરાળ કરાવ્યું. બાળભક્તની આવી ટેકની વાત આખા ગામમાં પ્રસરી ગઈ. સૌ આ બાળભક્તનાં દર્શન કરવા આવ્યાં.

ડુંગર ભક્તને તપ ઉપરાંત કથાવાર્તામાં પણ એવી જ પ્રીતિ હતી. રોજ પિતાશ્રી પાસેથી રામાયણ, મહાભારત અને ભાગવત

સાંભળતા. વચનામૃત, ભક્તચિંતામણિ, નિષ્કુળાનંદ કાવ્ય વગેરે ગ્રંથો પણ સાંભળતા અને રાત્રે નિયમચેષ્ટા કરીને જ સૂઈ જતા. આવી હતી તેમની ભક્તિ.

## 4. નિર્ભયતા

તેઓ નાનપણથી જ નીડર બહુ. એક વખત તેમના પિતાશ્રી તેમને સૂતેલા મૂકી ખેતરે ગયા. થોડી વારે ડુંગર ભક્ત જાગી ગયા. જોયું તો પિતાશ્રી ન હતા. મધરાત થઈ હતી. તેમણે વિચાર્યું કે ખેતરે જાઉં. તેથી હાથમાં લાકડી લઈ, મધરાતે 'સ્વામિનારાયણ'નું નામ લેતાં લેતાં એકલા ખેતરે ગયા.



આવી કાળી રાતે તેમને એકલા આવેલા જોઈ તેમના પિતાશ્રીએ પૂછ્યું: 'ભાઈ! આટલી રાતે એકલા આવ્યા તે બીક ન લાગી?'

રસ્તામાં ભૂત થતું હતું તેવી માન્યતા હતી.

ડુંગર ભક્તે તેમની સરળ નિર્દોષ વાણીમાં કહ્યું: 'તમે કહ્યું હતું ને કે જે 'સ્વામિનારાયણ, સ્વામિનારાયણ' નામ લેતાં ચાલે છે તેની ભેળા મહારાજ પણ ચાલે છે અને તેની રક્ષા કરે છે. એટલે હું તો મહારાજને ભેળા લઈને આવ્યો છું. ભૂત આવ્યું હોત તો આ લાકડી મારીને નસાડી મૂકત.'

તેમની આવી બળની વાત સાંભળી ધોરીભાઈ તો રાજી રાજી થઈ ગયા.

ડુંગર ભક્તને હવે કથાવાર્તાનું વ્યસન જ પડી ગયું હતું તે વગર તેમને ચેન જ ન પડતું. પિતાશ્રી ખેતરમાં તમાકુનાં ગડિયાં વાળવાનું કહે તો ડુંગર ભક્ત શરત મૂકે: 'ભગવાનની વાત કરો તો ગડિયાં વાળું.' ભગવાન વિના તેમને બીજું ગમતું જ નહીં.

સાત વર્ષની ઉંમરે તો દર પૂનમે વરતાલ જવા લાગ્યા. સાધુઓનાં આસને આસને બેસી વાતો સાંભળે અને જ્ઞાન-વૈરાગ્યની દૃઢતા કરે. ઘેર લઈ જવા તેમને શોધવા પડતા. ઘરે જવાનું તો મન જ ન થાય. વરતાલમાં લહિયાઓએ લખેલાં અને નકામાં ગણી ફેંકી દીધેલાં શાસ્ત્રના ગ્રંથોનાં પાનાંઓ તેઓ હાથમાં લઈને મોટા વિદ્વાન શાસ્ત્રીની અદાથી મંદિરના ઓટલે બેસી વાંચતા. તે વખતે તો ભણવાનું શરૂ પણ નહોતું કર્યું, પણ તેમની આ ક્રિયા - ભવિષ્યમાં તેઓ અજોડ વિદ્વાન થશે - તે સૂચવતી હતી.



## 5. વિદ્યારંભ

સંવત 1930ની સાલમાં ગામની નિશાળમાં ગંગારામ મહેતાજી પાસે તેમને ભણવા બેસાડ્યા. તેમની યાદશક્તિ બહુ તીવ્ર હતી. બુદ્ધિ અપાર હતી. તેથી બધા પાઠો તરત જ મોંઢે કરી લેતા. મહેતાજીને પણ તેમના પ્રત્યે અપાર પ્રેમ થયો અને તેમના પર વધુ ને વધુ ધ્યાન આપવા લાગ્યા. ડુંગર ભક્તે તો નક્કી જ કર્યું હતું કે 'ભણવું

તો પહેલો જ નંબર રાખવો અને સાધુ થવું તો તેમાં પણ પહેલો જ નંબર રાખવો.' આથી, થોડા જ વખતમાં તેઓ ઘણું શીખી ગયા.

અક્ષરજ્ઞાન સાથે મહેળાવના મંદિરમાં આવતા સંતો પાસેથી સત્સંગના બધા ગ્રંથો તથા ભાગવત પણ ભણવા લાગ્યા. ફક્ત નવ વર્ષની નાની ઉંમરે પણ મંદિરમાં સાધુઓ ન હોય ત્યારે કથા તો તેઓ જ કરતા. અને સૌ મુગ્ધ- ભાવે તે સાંભળતા. તેમનામાં આવા બધા સદ્‌ગુણો જોઈને મહેળાવના બધા જ ગ્રામજનોને તેમના પર બહુ પ્રેમ થતો.



મહેળાવના રાવજીભાઈ નિઃસંતાન હતા. ડુંગર ભક્તને રોજ નિશાળે જતાં તેઓ મુગ્ધભાવે નીરખતા અને મનમાં સંકલ્પ કરતા કે મારે ઘેર આવો દીકરો હોય તો મારી સંપત્તિ શોભે. એક વખત ડુંગર ભક્તને તેમણે પૂછ્યું: 'ડુંગર! મારે ત્યાં રહીશ? હું તને પેટલાદની અંગ્રેજી નિશાળમાં ભણાવી, અંગ્રેજ રાજ્યનો મોટો અમલદાર બનાવીશ.'

ડુંગર ભક્ત તેમની વાત સાંભળી હસતા અને જવાબ આપતા: ‘ભણી ભણીને નોકરી કરી પરતંત્ર જ રહેવાનું હોય તો તે ભણતર મારે નથી જોઈતું. હું તો સાધુ થઈને વિદ્વાન થઈશ અને ઘણાને બ્રહ્મવિદ્યા ભણાવીશ.’



ડુંગર ભક્તની કલાદૃષ્ટિ પણ અદ્‌ભુત હતી. રાવજીભાઈના ઘરમાં કાચનું ઝુમ્મર ક્યાં ગોઠવવું તેની વિમાસણમાં સૌ પડ્યા હતા.

ડુંગર ભક્તે આવીને તરત જ કહ્યું: 'ઝુમ્મર પહેલે માળે ગોઠવો તો સારું દેખાશે.' અને ખરેખર તે પ્રમાણે ગોઠવતાં મકાનની શોભા વધી ગઈ! તેવી જ રીતે - 'વૈષ્ણવોની હવેલીની રવેશીમાં ગોળ થાંભલા મૂક્યા હોત તો શોભા વધત' - એ તેમનું સૂચન પણ સૌને ગમ્યું હતું.



મહેળાવ મંદિરમાં ઠાકોરજીના સિંહાસન માટે સુથારને તેમણે ભલામણ કરી કે વરતાલના સભામંડપમાં છે તેવું જ સિંહાસન કરવું. તેમની આવી ઝીણી અવલોકન દૃષ્ટિ અને કલાસૂઝ પ્રત્યે સૌને માન હતું.

આટલી નાની ઉંમરે પણ, ગામમાં જે કથાકાર આવે અને કથા કરે તે એક જ વાર સાંભળતાં તેમને મોંઢે થઈ જતી.

એક વખત ગામમાં વસોનો એક માણભટ્ટ, માણ વગાડી મહાભારતની કથા કરવા આવ્યો. ડુંગર ભક્તને કથાની શૈલી મોંઢે થઈ ગઈ. અડધી કથાએ બ્રાહ્મણને મંદવાડ આવ્યો અને તે દેહ મૂકી ગયો. કથા અધૂરી રહી. ગામ- લોકોએ ડુંગર ભક્તનો ભક્તિભાવ જોઈ તેમને કથા પૂરી કરવા આગ્રહ કર્યો. ડુંગર ભક્તે ચોરા આગળ બેસી, માણ વગાડી માણભટ્ટના જેવી જ શૈલીથી સુંદર કથા કરી. ગ્રામજનો ખુશ થઈ ગયા.

ડુંગર ભક્ત હવે ગામમાં ‘ભગત’ના નામે ઓળખાવા લાગ્યા. સૌને તેમના પ્રત્યે પ્રેમ વધવા જ લાગ્યો. આથી, જ્યારે મંદિરમાં સાધુ-સંતો આવતા ત્યારે તેમને આગળ બેસાડતા અને વાતો કરતા. ડુંગર ભક્ત એ બધી વાતો સાંભળી, મંદિરમાં જ્યારે સંતોનું મંડળ ન હોય ત્યારે તે બધી વાતો યાદ-શક્તિથી કરતા અને સાધુઓની ખોટ જણાવા ન દેતા.

## 6. સદ્‌ગુરુની શોધમાં

ડુંગર ભક્તને હવે ઘરમાં રહેવું ગમતું ન હતું. હવે તો ગૃહત્યાગ કરી સાધુ થવું હતું. સગાં-સંબંધીઓમાં તેમનું મન લાગતું ન હતું. સંતોના પ્રસંગથી દૂર રહેવું તેમને આકરું લાગતું હતું. હવે તો પૂનમે વરતાલ જતા તો ત્યાં બે-ત્રણ દિવસ રોકાઈ જતા અને સંતોનાં આસને કથાવાર્તા કર્યા કરતા.

વરતાલ જવાનું વધતું જ ચાલ્યું અને સગાંઓને ચિંતા થવા લાગી કે ‘હવે આ ભક્ત ઘર છોડશે કે શું?’ ડુંગર ભક્ત સાચા બ્રહ્મદર્શી, વિદ્વાન ગુરુની શોધમાં હતા. તે મળે કે તરત જ સાપ કાંચળી ઉતારે તેમ ગૃહનો ત્યાગ કરવાનો તેમનો સંકલ્પ તીવ્ર હતો.

એવામાં સંવત 1937માં ચૈત્રી પૂનમના સમૈયા પર વરતાલમાં દેશદેશથી સંતોનાં મંડળો આવવા લાગ્યાં. બધાં મંડળમાં સદ્‌ગુરુ વિજ્ઞાનાનંદ સ્વામીનું મંડળ ધ્યાન ખેંચે તેવું હતું. સદ્‌ગુરુ વિજ્ઞાનાનંદ સ્વામી શ્રીજીમહારાજ સાથે બાર વર્ષ રહ્યા હતા. શ્રીજીમહારાજની પ્રસન્નતા મેળવી, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ આદિ ગુણે સંપન્ન હતા. ઉપરાંત, તમામ શાસ્ત્રોના ઊંડા અભ્યાસી, વિદ્વાન અને સંગીતજ્ઞ હતા.

ડુંગર ભક્ત બધા સંતોનો પરિચય કરતાં કરતાં વિજ્ઞાનાનંદ સ્વામીને આસને આવ્યા. અહીં સ્વામીનાં દર્શન કરી, તેમની વાતો સાંભળી ડુંગર ભક્તને અંતરમાં શાંતિ થઈ ગઈ. તેમને ખાતરી થઈ કે તેમના તમામ સંકલ્પો આ સંતવર્ય પાસે જ સિદ્ધ થશે. તેમણે તરત જ સંકલ્પ કરી લીધો કે વિજ્ઞાનાનંદ સ્વામીને જ ગુરુ કરવા.



તેમની આવી ઉત્કૃષ્ટ મુમુક્ષુતા જોઈ વિજ્ઞાનાનંદ સ્વામીને પણ થયું: 'આ છોકરો સાધુ થાય તો મારો યોગ્ય વારસ બને.'

તેમણે એ ભાવથી પૂછ્યું: 'છોકરા! તારે સાધુ થવું છે?'

'હા.' ડુંગર ભક્તને હૈયે હતું તે હોઠે આવ્યું.

ગુરુ-શિષ્યની પ્રેમગાંઠ બંધાઈ ગઈ. બંને એકબીજાને પામી ધન્યતા અનુભવવા લાગ્યા. ભક્તે તો સંકલ્પ કરી લીધો, પણ પિતાશ્રી વિઘ્ન કરે એ બીકે તેઓ તે વખતે તો પિતાશ્રી સાથે મહેળાવ ગયા. સ્વામીશ્રી જે દિવસે સુરત જવાના હતા તે દિવસે ઘેરથી નીકળી તેઓ વરતાલ આવ્યા, પણ સ્વામીશ્રીનું સુરત જવાનું એક દિવસ મોડું થયું. તેથી તેમના પિતાશ્રી વરતાલ આવી તેમને ઘેર લઈ ગયા.

# 7. હરિનો મારગ છે શૂરાનો

ડુંગર ભક્તનું મન ઘરમાં કે વ્યવહારમાં ક્યાંય ચોટ્યું જ નહીં અને ઉદાસ રહેવા લાગ્યા. તેમના મુખમાંથી વારંવાર 'સ્વામી', 'સ્વામી' એવા ઉદ્‌ગારો નીકળી પડતા. સંબંધીઓ પ્રત્યે હેત ઓછું કરી મંદિરમાં જ તેઓ રહેવા લાગ્યા. વિજ્ઞાનાનંદ સ્વામી તેમના અંતરમાં દૃઢપણે વસી ગયા હતા. આવી દશામાં છ-સાત મહિના નીકળી ગયા. તેમના પિતાશ્રીને ડુંગરની ઉદાસીનતા જોઈ ચિંતા થવા લાગી.

એક વખત લાગ જોઈ ડુંગર ભક્ત વરતાલ પહોંચી ગયા અને ત્યાંથી સુરતની વાટ લીધી. તેમના પિતાશ્રી સુરત પહોંચ્યા અને ડુંગર ભક્તને લઈ વરતાલ આવ્યા. અહીં તેમણે વિહારીલાલજી મહારાજને ફરિયાદ કરી કે 'તમારા સાધુ મારા છોકરાને બગાડે છે.'

આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજે ડુંગર ભક્તને ઠપકો આપ્યો: 'શું સાધુને જેલ કરાવવી છે? હવે સાધુ થવા આવશો નહીં.'

ડુંગર ભક્ત મૂંઝાયા; પણ કોઠારીએ કહ્યું કે 'બે-ત્રણ દિવસ પછી આવજો.'

બે-ત્રણ દિવસ પછી ડુંગર ભક્ત ફરી વરતાલ આવ્યા. આચાર્‌ય મહારાજે તેમને જોયા ને પોતાને આસને બોલાવ્યા અને પૂછ્યું: 'સુરત સ્વામી પાસે શું શીખ્યા તે બતાવો.'



ડુંગર ભક્તે આસન વાળી માળા ફેરવી બતાવી. આચાર્યશ્રી રાજી થયા અને સૌ સાધુઓને કહ્યું: 'આ પ્રમાણે માળા ફેરવતાં શીખો.'

તેમની આવી તીવ્રતા અને બુદ્ધિ જોઈ આચાર્યશ્રીને પણ તેમને પોતાની પાસે રાખવાની લાલચ થઈ ગઈ. તેમણે કહ્યું: 'પાર્ષદ થઈ મારી પાસે રહેજો.'

ડુંગર ભક્તે હાથ જોડીને નમ્રતાથી કહ્યું: ‘મહારાજ! મારે તો સુરત જવું છે અને સ્વામીની સેવામાં રહેવું છે.’

એટલામાં તેમના પિતાશ્રી આવ્યા અને તેમને તેડી ગયા.



મહેળાવ જતાં રસ્તામાં ડુંગર ભક્તે પોતાના પિતાશ્રીને સંબોધીને વૈરાગ્યની ઘણી જ વાતો કરી અને આ દેહના સંબંધો ખોટા અને નાશવંત છે - એવો ઉપદેશ કર્યો.

વૈરાગ્યયુક્ત અને હૃદયસોંસરી ઊતરી જાય તેવી તેમની ઉપદેશવાણી સાંભળી તેમના પિતાશ્રીનું અજ્ઞાન દૂર થઈ ગયું. માયાનાં આવરણો છૂટી ગયાં. આંખમાં આંસુ સાથે તેઓ ડુંગર ભક્તને નમન કરીને નીરખતા જ રહ્યા.

બીજે દિવસે તેમના પિતાશ્રીએ બોલાવી હેતથી કહ્યું: 'તમે તો ભગવાન ભજવા અને ભજાવવા આવ્યા છો. આ ઘરમાં કે સંસારમાં કોઈ દિવસ રહી નહીં શકો, પણ અમારા પર સદા દૃષ્ટિ રાખજો.' એમ કહી સ્વામી વિજ્ઞાનાનંદજી ઉપર પોતે રજાચિઠ્ઠી લખી આપી. સ્વામી ગુણાતીતાનંદ સ્વામીના શબ્દો તેમને યાદ આવ્યા.

કમાનમાંથી તીર છૂટે તેવા વેગથી ડુંગર ભક્ત સુરત તરફ જવા નીકળ્યા. સંવત 1938ના માગશર માસનો એ પુણ્ય દિવસ હતો.

## 8. ગૃહત્યાગ

ડુંગર ભક્તનું મન વિજ્ઞાનાનંદ સ્વામીને મળવા થનગની રહ્યું હતું. વિઠ્ઠલદાસ શેઠ સાથે બોરીઆવી સ્ટેશને આવ્યા. ત્યાંથી વડોદરા આવ્યા.

આચાર્ય મહારાજ વડોદરા પધારવાના હતા, તેથી વિજ્ઞાનાનંદ સ્વામી પણ આવશે - તેમ ધારેલું તે સાચું પડ્યું. સ્વામીશ્રી અહીં મળ્યા. ડુંગર ભક્તને આનંદ આનંદ થઈ ગયો.

કોઠારી ગોરધનભાઈએ કહ્યું કે 'મારી સાથે રહો. મારે તમારી પાસેથી ઘણું કામ લેવું છે.' નાના ડુંગર ભક્તની શક્તિ જોઈ ગોરધનભાઈ કોઠારી તેમને પોતાની પાસે રાખવા લલચાઈ ગયા, પણ ડુંગર ભક્તે તો વિનયપૂર્વક ના પાડી અને કહ્યું: 'મને તો વિજ્ઞાનાનંદ સ્વામીની સેવા માટે રજા મળી છે, તેથી હું તો તેમની પાસે જ રહીશ.'



બીજે દિવસે વિહારીલાલજી મહારાજે તેમને જોયા અને પૂછ્યું: ‘ફરી કેમ આવ્યા?’ ડુંગર ભક્તને બીક લાગી કે મહારાજ નહીં રહેવા દે તો!

તેમણે વિજ્ઞાનાનંદ સ્વામીને વાત કરી. સ્વામીશ્રીએ કહ્યું: ‘તમે રજા લઈને આવ્યા છો તેથી મહારાજ રહેવા દેશે. તમે ચિંતા કરશો નહીં.’

ડુંગર ભક્ત રાજી થઈ ગયા અને સેવામાં જોડાઈ ગયા. રોજ નાની-મોટી અનેક સેવા કરતા ડુંગર ભક્તને સૌ જોઈ રહેતા. સમૈયાની રસોઈનાં મોટાં વાસણો, તપેલાંઓમાં બેસીને જ્યારે આ નાના ડુંગર ભક્ત ઊટકતા ત્યારે સૌ હસતા, પરંતુ ડુંગર ભક્તની સેવા-ભક્તિ જોઈ સૌ આશ્ચર્ય પામતા.



સમૈયા પછી ડુંગર ભક્ત આચાર્ય મહારાજની આજ્ઞાથી બ્રહ્મચારી દેવાનંદજી સાથે કાનમ દેશમાં ધર્માદો ઉઘરાવવા ફર્યા. અહીં પણ મંદિરના ચોક વાળવાની, પાણી ભરવાની અને રસોડાની ઘણી જ સેવા તેઓ કરતા. ઉપરાંત કીર્તનો પણ બોલે. મોડી રાત સુધી કથાવાર્તા કરે. સવારે વહેલા ઊઠે અને અખંડ સેવા કરે. આટલો પરિશ્રમ કરવાથી થાક તો લાગે, પણ ડુંગર ભક્ત થાકને ગણતા જ નહીં.

એક વખત વહેલી સવારે ઢાઢર નદીએ ઠંડા પાણીમાં નાહ્યા. પછી તેમને મૂર્છા આવી ગઈ. ખૂબ ઠંડી લાગી ગઈ હતી. મૂર્છા વળી પછી બ્રહ્મચારીએ કહ્યુંઃ 'તમારે આટલો બધો પરિશ્રમ ન કરવો. આવી ઠંડીમાં વહેલા ન નાહવું. થોડું મોડું નાહવું.'

આ પ્રમાણે સેવા કરીને, સૌનો પ્રેમ જીતીને ડુંગર ભક્ત ત્રણ માસે સુરત પહોંચ્યા. અહીં વિજ્ઞાનાનંદ સ્વામીએ તેમને કોઠારનું કામ સોંપ્યું. કોઠારનું કામ તેઓ ઘણી જ ચીવટથી કરતા. નામું, હિસાબ વગેરે પણ બરાબર રાખતા. કથાવાર્તા પણ સાંભળતા. તેમની આવી હોશિયારી જોઈ સુરતના હરિભક્તો તથા વિજ્ઞાનાનંદ સ્વામી બહુ જ રાજી થયા. વિજ્ઞાનાનંદ સ્વામી તો તેમને બધું સોંપીને નિવૃત્ત થઈ ગયા.

આટલી સેવા કર્યા પછી ડુંગર ભક્ત સ્વામીશ્રી પાસે નિયમિત ભણવા જતા. વળી, સ્વામીશ્રીએ આપેલા પાઠ પણ કરી લેતા. ચાર મહિનામાં તો 'સારસ્વત' પૂરું કર્યું. તેમની સેવા-ભાવના, હરિભક્તો પ્રત્યેનો પ્રેમ અને મંદિરનું મમત્વ જોઈ તેમને જ સૌ મંદિરના કોઠારી માનવા લાગ્યા. સ્વામીશ્રીની પણ તેમના પર ખૂબ કૃપા થઈ.

## ૯. દીક્ષા મહોત્સવ

ડુંગર ભક્તને હવે ભાગવતી દીક્ષા લેવા તાલાવેલી જાગી. વિજ્ઞાનાનંદ સ્વામી પણ આવા વૈરાગ્યવાન ભક્તને દીક્ષા અપાવવા ઉતાવળા થયા હતા. સંવત 1939ના કાર્તિક સુદ 4ને દિવસે અદ્ ભુતાનંદ સ્વામી અક્ષરનિવાસી થયા. તે પ્રસંગે ઘણા સંતો વરતાલ પધાર્યા હતા. ડુંગર ભક્તને લઈને વિજ્ઞાનાનંદ સ્વામી પણ વરતાલ પધાર્યા. આ વખતે તેમણે ડુંગર ભક્તને દીક્ષા આપવા આચાર્ય મહારાજને વિનંતી કરી.

પરંતુ ડુંગર ભક્ત જેવા હોંશિયાર અને બુદ્ધિશાળી સેવકની જરૂર આચાર્ય મહારાજને પણ હતી. તેથી જો તેમને દીક્ષા આપે તો ડુંગર ભક્ત હાથમાંથી જાય. આચાર્ય મહારાજે તો કહ્યું કે ‘હજુ તેમને પાર્ષદ તરીકે બાર મહિના પૂરા થયા નથી, તેથી દીક્ષા આપવાની ઉતાવળ કરવી નથી.’

વિજ્ઞાનાનંદ સ્વામીને આ સાંભળીને આઘાત લાગ્યો છતાં તેમણે આચાર્ય મહારાજને કહ્યું: ‘ગયે વર્ષે અધિક માસ હતો, તેથી બાર મહિના પૂરા થાય છે.’ પરંતુ આચાર્ય મહારાજે કંઈ સાંભળ્યું નહીં.

સ્વામીશ્રીએ નિરાશ થઈ ગોરધનભાઈ કોઠારીને કહ્યું. તેમને પણ ડુંગર ભક્તને પોતાની સાથે રાખવાની ઇચ્છા હતી. તેથી તેમણે કંઈ બહુ રસ લીધો નહીં. છેવટે કેટલાક મોટા સદ્ગુરુઓએ આચાર્ય મહારાજને વિનંતી કરીને કહ્યું: ‘વિજ્ઞાનાનંદ સ્વામી જેવા શ્રીજીમહારાજના મળેલા મોટા સંત દુખાય તે ઠીક નહીં, તેથી ડુંગર ભક્તને દીક્ષા આપો.’ આચાર્ય મહારાજ કબૂલ થયા.

સંવત 1939ના કાર્તિક વદિ પાંચમના દિવસે દીક્ષા આપવાનું નક્કી કર્યું. આ પ્રસંગની ગૌરવતા સમજી આચાર્ય મહારાજે મહાન

યજ્ઞનો આરંભ કર્યો. પાંચમને દિવસે યજ્ઞમંડપમાં ખૂબ ધામધૂમપૂર્વક આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજે ડુંગર ભક્તને દીક્ષા આપી 'યજ્ઞપુરુષદાસ' નામ પાડ્યું.



આચાર્ય મહારાજે સાંજે એક વિદ્વાન જોષી પાસે બધા નવા સાધુઓના જન્માક્ષર જોવરાવ્યા. સ્વામીશ્રી યજ્ઞપુરુષદાસજીના જન્માક્ષર જોઈને જ્યોતિષીએ કહ્યું: 'આ સાધુ મહાન ઈશ્વરાવતાર

યોગીન્દ્ર પુરુષ છે અને મહાસમર્થ સંત થશે.’ આ સાંભળી સૌ રાજી થયા.

## 10. પ્રાગજી ભક્તના યોગમાં

વરતાલથી યજ્ઞપુરુષદાસજી સુરત પધાર્યા અને ગુરુની તથા મંદિરની સેવામાં લાગી ગયા.

તે જ વર્ષે ફાગણ મહિનામાં સુરતમાં ઘનશ્યામ મહારાજની મૂર્તિ- પ્રતિષ્ઠાનો સમૈયો હતો. તેથી આચાર્ય મહારાજ, સંતો તથા ગામેગામથી હરિભક્તો આવ્યા હતા. મહુવાથી પ્રાગજી ભક્ત પણ આ સમૈયે પધાર્યા હતા. પ્રાગજી ભક્તના આસને કથાવાર્તા અખંડ થતી. હજારો સંતો અને હરિભક્તો તે એકચિત્તે સાંભળતા. યજ્ઞપુરુષદાસજી બધા સંતોના આસને કથા સાંભળવા જતા. અહીં પણ મોટી સભા જોઈ તેઓ કથા સાંભળવા આવ્યા.



આ કથા તેમને બધી કથા કરતાં કાંઈ જુદી જ જણાઈ. પ્રાગજી ભક્ત સીવતાં જાય અને વાતો કરતાં જાય. સાંભળનારા પણ સૌ એકધ્યાનથી સાંભળે. ન કોઈ હાલે કે ચાલે. સૌના મુખ પર આનંદ દેખાય.

યજ્ઞપુરુષદાસજીને તો આ જોઈને આશ્ચર્ય થયું. તેમના મનમાં સંકલ્પ થયો કે 'આ કોઈ અદ્‌ભુત પુરુષ લાગે છે. વાતો કરતા જાય છે, બધા સામે જોઈ કથા કરે છે અને સીવે પણ છે; બધી ક્રિયા એકસાથે કેવી રીતે કરતા હશે?'

પ્રાગજી ભક્ત તેમના અંતરનો સંકલ્પ જાણી ગયા અને બોલ્યાઃ 'સાધુરામ! જીવ-પ્રાણીમાત્રને બે લોચન હોય છે, વિદ્યાવાનને ત્રણ લોચન હોય છે, ધર્મવાળાને સાત લોચન હોય છે અને જ્ઞાનીને અનંત લોચન હોય છે. તેથી હું તો આંગળીએ દેખું છું, બરડે દેખું છું, એમ બધે દેખું છું.'

આ સાંભળી યજ્ઞપુરુષદાસને તો વધુ આશ્ચર્ય થયું. તેમને થયુંઃ 'મારા અંતરનો સંકલ્પ આ કેવી રીતે જાણી ગયા હશે? નક્કી આ કોઈ મહાન પુરુષ છે.' તેમને પ્રાગજી ભક્ત પ્રત્યે આકર્ષણ થયું.

થોડા જ વખતમાં પ્રાગજી ભક્તની વાતોથી તેમનું અંતર રંગાઈ ગયું. તેમને સમજાયું કે પ્રાગજી ભક્ત ગુણાતીતાનંદ સ્વામીના ઘણા જ કૃપાપાત્ર શિષ્ય છે. તેમણે તો મનમાં પ્રાગજી ભક્તને ગુરુ કરી લીધા.

દિવસે તો સમૈયાની સેવા હોય, તેથી રાત્રે યજ્ઞપુરુષદાસજી પ્રાગજી ભક્તની વાતો સાંભળવા જતા. મોડી રાત સુધી વાતો સાંભળતા. પછી પોતાના આસને આવી, પોતાના જોડિયા સાધુ રામરતનદાસને જગાડીને પોતે સાંભળેલી બધી જ વાતો કરતા.

આમ, કથાવાર્તામાં સવાર પડી જતી અને ચાર વાગે તાપીએ નાહવા જતા.

દિવસે પણ સમય મળે ત્યારે પ્રાગજી ભક્તના શિષ્યો - વિજ્ઞાનદાસ સ્વામી તથા પ્રભુદાસ કોઠારી પાસે બેસી વાતો સાંભળતા. તેમની જ્ઞાન મેળવવાની એષણા આવી તીવ્ર હતી!

## 11. બ્રહ્મવિદ્યાના પંથે

એક વખત પ્રાગજી ભક્તે તેમની આગળ લોયા પ્રકરણનું 12મું વચનામૃત વંચાવી, અક્ષરરૂપ થઈ પુરુષોત્તમ ભગવાનનો નિશ્ચય કરવાની વાત સમજાવી. 'એ અક્ષર તે ગુણાતીતાનંદ સ્વામી છે, તેમના રૂપ સૌએ થવાનું છે. બ્રહ્મવેત્તા સંતનો યોગ હોય તો અક્ષરરૂપ થવાય અને પુરુષોત્તમ ભગવાનનો નિશ્ચય થાય.' આ વાત યજ્ઞપુરુષદાસજીને સમજાઈ ગઈ.

આ પ્રસંગ પછી એક દિવસ સાંજે સુરતના હરિભક્તોએ વિજ્ઞાનાનંદ સ્વામીને પૂછ્યું: 'સ્વામી! ઉત્તમ નિર્વિકલ્પ નિશ્ચય કેવી રીતે થાય?'

વિજ્ઞાનાનંદ સ્વામીએ તેમને સમજાવ્યું. પછી યજ્ઞપુરુષદાસે કહ્યું કે 'આનો ઉત્તર તો લોયાના 12મા વચનામૃતમાં છે.' એમ કહી પ્રાગજી ભક્તે જે વાત સમજાવી હતી તે વાત કરી.

આ સાંભળી વિજ્ઞાનાનંદ સ્વામી તો આ નાના સાધુ પર ખૂબ જ રાજી થઈ ગયા અને કહ્યું: 'પ્રાગજી ભક્ત તો વચનામૃતના બધા જ મુદ્દા અને શ્રીજીમહારાજનો સિદ્ધાંત જાણે છે. ગુણાતીતાનંદ સ્વામીની કૃપાથી તેમને બ્રહ્મસ્થિતિ સિદ્ધ થઈ છે. તમારે તેમની સાથે હેત થયું છે તો હેત પૂરું કરજો અને તેમનો સમાગમ કરી લેજો.'

આ સાંભળી તેમને ઘણો જ આનંદ થયો.

સુરતમાં ભગતજીના હેતવાળા હરિભક્તો આવ્યા હતા. તેમની વાતમાં 'શ્રીજીમહારાજ સર્વોપરી ભગવાન છે' એ સાંભળી યજ્ઞપુરુષદાસજીએ વિજ્ઞાનાનંદ સ્વામીને પૂછ્યું: 'વચનામૃતમાં તો શ્રીજીમહારાજે નરનારાયણ દ્વારા અવતાર થયો છે તેમ લખ્યું છે અને આ સાધુઓ તો શ્રીજીમહારાજને સર્વોપરી કહે છે. તો સાચું શું?'

વિજ્ઞાનાનંદ સ્વામીએ જવાબ આપ્યો કે 'શ્રીજીમહારાજના મુખે મેં જાતે ગઢડામાં સાંભળ્યું છે કે તેઓ સર્વોપરી ભગવાન છે. માટે તું પણ શ્રીજી- મહારાજને સર્વોપરી સમજ.'

આથી, 'શ્રીજીમહારાજ સર્વોપરી ભગવાન છે અને ગુણાતીતાનંદ સ્વામી મૂળ અક્ષર છે' - તે બંને વાત તેમને સમજાઈ ગઈ.

યજ્ઞપુરુષદાસજીને ભગતજી મહારાજનો સમાગમ કરવો બહુ ગમતો. તેથી જરા પણ નવરાશ મળે કે તરત જ ભગતજી મહારાજ પાસે પહોંચી જતા. તેથી કેટલાક સાધુઓને ઈર્ષા થઈ. તેમને થયું: 'જો વિજ્ઞાનાનંદ સ્વામી જેવા મોટા નંદ સાધુના શિષ્ય પ્રાગજી ભક્ત જેવા હરિભક્તની વાતો સાંભળે અને તેમની પાછળ પાછળ ફર્યા કરે તો પછી સાધુઓની કિંમત કાંઈ નહીં રહે. સાધુઓને કોણ માનશે?'

આથી, તેમણે આચાર્ય મહારાજને કહ્યું કે 'કાં તો ભગતજીને રાખો અને કાં તો અમને રાખો.'

ઉપાધિ ન થાય તે માટે આચાર્ય મહારાજે ભગતજીને થોડા દિવસ રહીને જવાની આજ્ઞા કરી.

વિજ્ઞાનાનંદ સ્વામી હવે યજ્ઞપુરુષદાસજી પાસે 'ધર્મામૃત', 'હરિગીતા', 'વાસુદેવ માહાત્મ્ય'ની કથા કરાવતા. વિજ્ઞાનાનંદ સ્વામીએ યજ્ઞપુરુષદાસજીને ભાગવત ભણાવવાનું શરૂ કર્યું, પરંતુ

એટલામાં જ તેઓ માંદા પડ્યા. થોડા દિવસમાં તો મંદવાડ વધી ગયો. યજ્ઞપુરુષદાસજી રાત-દિવસ સ્વામીની સેવામાં હતા.

જેઠ વદ અગિયારસની રાત્રે, શ્રીજીમહારાજ સોનાનો રથ લઈ, સંત- મંડળને લઈ તેડવા પધાર્યા, એવાં સૌને દર્શન થયાં.

યજ્ઞપુરુષદાસજીએ સ્વામીને કહ્યું: 'મહારાજ ચાર વાગ્યાના પધાર્યા છે અને આપને તેડી જવાનું કહે છે.'

સ્વામી અડધો કલાક યજ્ઞપુરુષદાસ સામું હેતથી જોઈ રહ્યા અને બારશની સવારે ધામમાં ગયા.

વિજ્ઞાનાનંદ સ્વામી ધામમાં જવાથી યજ્ઞપુરુષદાસજી તથા બધા જ શિષ્યોને બહુ જ દુઃખ થયું.

પ્રબોધિની એકાદશી પર યજ્ઞપુરુષદાસજી વરતાલ પધાર્યા અને ગુરુની પાસેથી મળેલી પ્રસાદીની વસ્તુઓ મંદિરમાં ભેટ આપી દીધી. આથી, આચાર્ય મહારાજ રાજી થયા.

## 12. 'એ તો મારો કોડીલો લાલ'

આ સમયે પ્રાગજી ભક્ત પણ વરતાલ પધાર્યા હતા. યજ્ઞપુરુષદાસજીને ભગતજી મહારાજના સમાગમનો લાભ મળ્યો. આચાર્ય મહારાજે ભગતજી મહારાજને સમૈયા પછી એક મહિનો રાખી તેમના સમાગમનો લાભ લીધો. ભગતજીની વાતો સાંભળવા ઘણા હેતવાળા સાધુઓ જતા, પણ બીજા સાધુઓ ઉપાધિ કરે તેથી ભગતજી મહારાજ તે સૌને ઉઠાડી મૂકતા; પરંતુ યજ્ઞપુરુષદાસજીને ક્યારેય ન ઉઠાડતા. તેથી નારાયણચરણદાસે ભગતજીને કહ્યું: 'તમે બધાને ઉઠાડો છો, પણ યજ્ઞપુરુષદાસજીને કેમ ઉઠાડતા નથી?'

ભગતજી મહારાજે કહ્યું: 'એ તો મારો કોડીલો લાલ છે. એ તો બેસશે, એનો તમારે વાદ લેવો નહીં.'

આ સાંભળી ભગતજી મહારાજને યજ્ઞપુરુષદાસજી પર કેવો પ્રેમ હતો તે સૌને જણાયું.

વિજ્ઞાનાનંદ સ્વામી પાસે શ્રીજીમહારાજનાં ચરણારવિંદ હતાં. તેમના મુખ્ય શિષ્ય તરીકે તે સ્વામી યજ્ઞપુરુષદાસજીને મળ્યાં હતાં, પરંતુ ભગતજી મહારાજની આજ્ઞાથી, યજ્ઞપુરુષદાસજીએ સારી ચરણારવિંદની જોડ જે પોતાની પાસે હતી, તે રામરતનદાસજીને જોઈતી હતી તેથી આપી દીધી. ભગતજી મહારાજ બહુ રાજી થયા; કારણ, આવી અમૂલ્ય વસ્તુ કોણ આપે?

આચાર્ય મહારાજને આ વાતની ખબર પડી ત્યારે તેમણે ભગતજી મહારાજને કહ્યું: 'તમે સત્સંગનો વ્યવહાર સમજો નહીં. વિજ્ઞાનાનંદ સ્વામીનું મંડળ ચલાવનારને ચરણારવિંદ જોઈએ અને ચરણારવિંદ હોય તો જ સાધુઓ તેમની પાસે રહે.'

આ સાંભળી ભગતજી મહારાજે કહ્યું: 'ચરણારવિંદના પાડનાર શ્રીજીમહારાજ એને હું આપીશ, એટલે ઘણા સાધુઓ તેમની પાસે રહેશે. તમે તેની ફિકર કરશો નહીં.'

યજ્ઞપુરુષદાસજીની ઝીણી બુદ્ધિ અને સાચો સિદ્ધાંત સમજાવવાની શક્તિ જોઈ આચાર્ય મહારાજને થયું કે 'આ સાધુ જો ભણશે તો સંપ્રદાયનો ઘણો જ વિકાસ કરશે.'

તેમણે તેમની આ ઇચ્છા ભગતજી મહારાજને જણાવી.

ભગતજી મહારાજે કહ્યું: 'તમે એમને શાસ્ત્રવિદ્યા ભણાવો અને હું બ્રહ્મવિદ્યા ભણાવું.'

આ પ્રમાણે નક્કી થયું તેથી યજ્ઞપુરુષદાસજીએ 'સિદ્ધાંત કૌમુદી' ભણવાની શરૂઆત કરી. પરંતુ વિજ્ઞાનદાસ સ્વામીના સમાગમથી યજ્ઞપુરુષદાસજીને ભગતજી મહારાજના સ્વરૂપમાં વિશેષ આકર્ષણ

થયું અને ભણવામાં વૃત્તિ ઓછી થઈ ગઈ. ધ્યાન, ભજનના વેગથી ભગતજી રોજ રાત્રે તેમને સ્વપ્નમાં દર્શન દેવા લાગ્યા.

આ અરસામાં વિજ્ઞાનદાસ સ્વામી સોજિત્રા હતા, તેથી યજ્ઞપુરુષદાસજી રોજ રાત્રે સોજિત્રા જતા અને આખી રાત તેમની વાતો સાંભળતા. ભગતજી મહારાજનું આ સંતમંડળ અખંડ ધ્યાન, ભજન, કથાવાર્તા, સેવા વગેરેમાં મગ્ન રહેતું. તેઓ કાચી રસોઈ લેતા. આથી, આખા દેશમાં આ મંડળની છાપ પડી ગઈ. સૌને તેમનો બહુ મહિમા સમજાયો.

## 13. ગુરુશિષ્યનો પ્રેમપ્રવાહ

રામનવમીના સમૈયે જૂનાગઢથી જાગા ભક્ત પધાર્યા. યજ્ઞપુરુષદાસજીએ તેમનો ખૂબ જ સમાગમ કર્યો અને સેવા કરીને તેમને પણ રાજી કર્યા.

તે પછી ભગતજી મહારાજ ગુજરાત પધાર્યા હતા. તેમનાં દર્શને જતા હરિભક્તો સાથે યજ્ઞપુરુષદાસજીએ હરિકૃષ્ણ મહારાજનો પ્રસાદીનો મોગરાની કળીનો હાર તથા એક તુંબડી ભગતજી મહારાજને ભેટ આપવા મોકલ્યા.

ચાણસદમાં દાજીભાઈએ આ ભેટ ભગતજી મહારાજને આપી. તે જોઈને ભગતજી બહુ જ રાજી થયા અને બોલ્યા: ‘ઓત્તારો ભલો થાય યજ્ઞપુરુષદાસ! ઓત્તારો ભલો થાય! આ પ્રાગજી ભગત સારુ આટલો દાખડો કર્યો?’ આમ, ભગતજીએ યજ્ઞપુરુષદાસ પર પોતાનો પ્રેમ બતાવ્યો.

ચાણસદથી ભગતજી મહારાજ વરતાલ પધાર્યા. વરતાલમાં યજ્ઞપુરુષદાસ અને ભગતજી મહારાજના બીજા શિષ્યો અખંડ ભગતજી મહારાજના મહિમાની વાતો કરતા અને તેમનામાં જોડાવા સૌને આગ્રહ કરતા.

ઘણા સાધુઓને આ ગમતું નહીં. તેમણે ભગતજી આગળ ફરિયાદ કરીને કહ્યું: 'આ તમારા સાધુઓ બહુ છક્યા છે, તમારો જ રાત-દિવસ મહિમા કહે છે કે 'અક્ષરધામની કૂંચી ભગતજીને હાથ છે, મોક્ષનું દ્વાર તમે જ છો, એમ વરતાલમાં ઠેર ઠેર, ઝાડવે ઝાડવે ને પાંદડે પાંદડે તમારું જ ભજન થાય છે.' આ ઠીક નથી.'

આ સાંભળીને ભગતજીએ કહ્યું: 'હું તેમને સમજાવીશ.'

યજ્ઞપુરુષદાસજી માટે ફરિયાદ કરી ત્યારે ભગતજીએ કહ્યું: 'એ નાના છે માટે બીજાને ઠપકો આપીશ.'

બીજે દિવસે ભગતજી મહારાજ નડિયાદ જવા નીકળ્યા. યજ્ઞપુરુષદાસ તથા ભક્તિજીવનદાસ પણ સાથે ચાલ્યા અને વાતો સાંભળતા હતા. તેવામાં ભગતજીએ કહ્યું: 'તમો બંને સાધુએ પ્રાગજી ભક્તનાં વખાણ કર્યાં છે એ ગુનો થઈ ગયો છે. માટે વરતાલ જઈ, ભરી સભામાં સાધુની માફી માગીને તેમને રાજી કરો.'

આ સાંભળી બંને સાધુઓ વરતાલ ગયા અને સભામાં સર્વેને દંડવત્ પ્રણામ કરી, માફી માગી, સાંજે નડિયાદ આવ્યા.

બીજે દિવસે ભગતજીએ વિજ્ઞાનદાસ તથા બીજા સંતોને એ જ પ્રમાણે વરતાલ જઈ માફી માગવા કહ્યું. તે સાંભળી એક સાધુ કહે: 'યજ્ઞપુરુષદાસજી ભેગા આવશે?'

ભગતજી કહે: 'એ તો કાપિયું વ્યાજ કાઢનારા છે. એ ફરી કેમ આવે?'

કારણ, યજ્ઞપુરુષદાસજી તો માફી માગીને પછી જ નડિયાદ આવ્યા હતા. આમ, ભગતજી તેમનો પક્ષ રાખતા.

ભગતજી મહારાજ અને તેમના શિષ્યોનો મહિમા જેમ જેમ વધતો ગયો, તેમ તેમ તેમના પ્રત્યે વિરોધ પણ વધતો ગયો. આ

સાધુઓ સંત, અસંતનાં લક્ષણની વાતો કરતા તેથી અસાધુઓ ખુલ્લા પડી જતા.

દિવસે દિવસે આ મંડળ પ્રત્યે સાધુઓને ઝેર વધતું ગયું. તેથી તેમને અનેક પ્રકારનો ત્રાસ આપવા લાગ્યા. વરતાલ મંદિરમાં દર્શન કરતા યજ્ઞપુરુષદાસજીને એક સાધુએ મોટો સૂયો ઘોંચ્યો અને બીજાએ લાતો મારી; પણ તેઓ બધું સહન કરી ધીરજ ધારી રહ્યા. કોઈને કાંઈ કહ્યું નહીં અને પોતાનું કાર્ય ચાલુ રાખ્યું.

તેમની આવી સહનશક્તિ જોઈને કેટલાય હરિભક્તોને તેમના પ્રત્યે વધુ ને વધુ માન થતું. તેથી વિરોધીઓને વધુ ને વધુ દ્વેષ થતો.

## 14. ભગતજી: પરમ એકાંતિક સત્પુરુષ

વરતાલ સમૈયો કરી યજ્ઞપુરુષદાસ, વિજ્ઞાનદાસ વગેરે સંતમંડળ ગઢડા થઈ મહુવા ગયું.

મહુવાના મંદિરમાં પુરાણી રઘુવીરચરણદાસે યજ્ઞપુરુષદાસ તથા પુરાણી કેશવપ્રસાદદાસને મંદિરમાં રાખ્યા.

આ બંનેની સમજણ કેવી છે? - તે જાણવા તેમણે કેટલાય પ્રશ્નો પૂછ્યા કે 'પ્રાગજી ભક્તને તમે શું સમજો છો?'

યજ્ઞપુરુષદાસજીએ કહ્યું: 'અમે તેમને પરમ એકાંતિક સમજીએ છીએ.'

આ સાંભળી તેમને સંતોષ થયો.

બીજે દિવસે મંદિરમાં સભા થઈ ત્યારે પણ આ પ્રશ્ન નીકળ્યો. યજ્ઞપુરુષદાસજી તથા મહાપુરુષદાસ સ્વામીએ વિચાર્યું કે પ્રાગજી ભક્તનો મહિમા આ બધાને સમજાવવાનો આ સુંદર યોગ છે. તેથી તેમણે કહ્યું: 'અમે પ્રાગજી ભક્તને એકાંતિક સત્પુરુષ સમજીએ છીએ. વચનામૃતમાં કહ્યા તેવા એ એકાંતિક સત્પુરુષ છે.'

પછી, 'એકાંતિક પુરુષમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ વગેરે લક્ષણો હોય અને તેવા સંતથી શ્રીજીમહારાજ એક ક્ષણ પણ દૂર રહેતા નથી' તે ગઢડા પ્રથમ પ્રકરણના 27મા વચનામૃત પ્રમાણે સમજાવ્યું.

વચનામૃતનાં પ્રમાણો સાથેની તેમની આવી દિવ્ય વાણી સાંભળી પ્રાગજી ભક્તની સાધુતાનો તેમને સૌને નિશ્ચય થયો. એવા પુરુષથી મહારાજ અણુમાત્ર દૂર નથી, એ રહસ્ય સૌને સમજાયું.

મહુવાના હરિભક્તોને પ્રતીતિ થઈ કે પ્રાગજી ભક્તના સંતો જ્ઞાનમાં અજોડ છે. તેમના પ્રત્યેના પ્રેમમાં પણ અજોડ છે. આ પ્રસંગથી ભગતજી મહારાજની પરમ એકાંતિક સ્થિતિનો સૌને ખ્યાલ આવી ગયો.

યજ્ઞપુરુષદાસની આવી શાસ્ત્રની રીતે સમજાવવાની શક્તિથી ભગતજી મહારાજ પણ તેમના ઉપર બહુ જ રાજી થયા અને રાજી થઈ તેમના માથે હાથ મૂક્યો. તે પછી સંતો વરતાલ આવ્યા.

## 15. ઠાકરિયો વીંછી

વરતાલ જઈ યજ્ઞપુરુષદાસજી ઠાસરા ગયા. ઠાસરામાં કથાવાર્તા કરી હરિભક્તોને ખૂબ જ આનંદ કરાવ્યો.

ત્યાંથી ડભોઈ ગયા. ડભોઈમાં પુરાણી મોરલીધરદાસને ભગતજી પ્રત્યે અભાવ હતો તે વાતો કરી કાઢી નાખ્યો અને ભગતજીનો મહિમા સમજાવ્યો. ભગતજીને આ વાતની ખબર પડી ત્યારે બોલ્યા: 'યજ્ઞપુરુષદાસજી તો ઠાકરિયો વીંછી છે. તે જ્યાં જશે ત્યાં મુમુક્ષુને ચટકા મારીને પ્રત્યક્ષ ભગવાન અને પ્રત્યક્ષ સંતની ઓળખાણ કરાવશે.'

ડભોઈના હરિભક્તોને યજ્ઞપુરુષદાસની વાતો સાંભળી ખૂબ આનંદ થયો. પુરાણી મોરલીધરદાસ પણ તેમની વાતો સાંભળી

બોલી ઊઠ્યા: ‘વાહ, વાહ, યજ્ઞપુરુષ! તેં તો આજે વાતો કરી તે અંતર ઠારી દીધું. મારી આટલી વૃદ્ધ ઉંમરમાં મેં હજુ સુધી આવી વાતો સાંભળી નથી. તમે તો હદ વાળી દીધી અને અમારી સૌની હઠ, માન અને ઈર્ષાની ગ્રંથિઓ ઓગાળી દીધી.’ એમ કહી, આવા વૃદ્ધ સાધુ ભરી સભામાં તેમને દંડવત્ કરવા લાગ્યા, પણ યજ્ઞપુરુષદાસે તેમને દંડવત્ કરતાં રોક્યા.

વરતાલમાં વિદ્યાભ્યાસ ચાલુ કર્યો, પણ કોઈ વિદ્વાન શાસ્ત્રી ન હોવાથી વડોદરા ગયા.



વડોદરામાં રંગાચાર્ય નામના વિદ્વાન શાસ્ત્રી પાસે ‘સિદ્ધાંત કૌમુદી’નો અભ્યાસ શરૂ કર્યો. રંગાચાર્ય ઘણા જ વિદ્વાન હતા. યજ્ઞપુરુષદાસજીની બુદ્ધિ, યાદશક્તિ તથા ભણવાની તમન્ના જોઈ રંગાચાર્યને તેમના પ્રત્યે અપાર માન થયું.

યજ્ઞપુરુષદાસજી તેમને ઘણી વખત ભગતજી મહારાજનો મહિમા કહેતા અને તેમનામાં બ્રહ્મના બધા જ ગુણો છે, તેમ વારંવાર કહેતા. આથી, રંગાચાર્યને ભગતજી મહારાજનાં દર્શનની તીવ્ર ઇચ્છા થઈ.

## 16. અજોડ વિદ્વત્તા

શ્રીજીમહારાજના સમાધિસ્થાન પર લક્ષ્મીવાડીમાં મૂર્તિપ્રતિષ્ઠા વખતે ભગતજી મહારાજ ગઢડા પધારવાના હતા.

યજ્ઞપુરુષદાસજી પણ રંગાચાર્ય સાથે ગઢડા જવા નીકળ્યા. પહેલાં ભાવનગર ગયા. ત્યાં શંકરમતના અધ્યાપક સાથે શાસ્ત્રાર્થ કરી તેમને હરાવ્યા. ત્યાંથી ગઢડા આવ્યા.

અહીં રંગાચાર્યને યજ્ઞપુરુષદાસે ભગતજીની ઓળખાણ કરાવી.

રંગાચાર્યજી ભગતજીનાં દર્શન કરીને ઘણા જ રાજી થયા. તેમને ખાતરી થઈ કે યજ્ઞપુરુષદાસજીએ વર્ણન કરેલા આ બ્રહ્મસ્થિતિવાળા સંત છે.

આ ઉપરાંત, આ સમૈયામાં જૂનાગઢથી ગુણાતીત જ્ઞાનના મોટા મોટા સદ્‌ગુરુઓ આવ્યા હતા. તેમની પાસે ગુજરાતના હરિભક્તોને લઈ જઈ, અક્ષરપુરુષોત્તમની નિષ્ઠા તથા ભગતજી મહારાજની બ્રહ્મસ્થિતિની દૃઢતા યજ્ઞપુરુષદાસજી કરાવતા.

મૂર્તિપ્રતિષ્ઠા થયા પછી સાંજે મોટી સભા થઈ. આ સભામાં ઘણા વિદ્વાનો આવ્યા હતા. તેમાં રાજકોટના પ્રખર વેદાંતી વિદ્વાન શ્રી મહીધર શાસ્ત્રી પણ હતા. તેમણે સંપ્રદાયના વિદ્વાનોને શાસ્ત્રાર્થ માટે આહ્‌વાન આપ્યું.

‘આવા પ્રખર વિદ્વાનની સામે કોણ બાથ ભીડે?’ સૌ એકબીજા સામે જોઈ રહ્યા.

યજ્ઞપુરુષદાસજીએ વિચાર્યું કે ‘આથી તો સ્વામિનારાયણની લાજ જશે.’ તેથી પોતે ઊભા થયા.

આટલા નાના સાધુને શાસ્ત્રાર્થ માટે આવતા જોઈને મહીધર શાસ્ત્રી હસ્યા, પણ તેમના ગુરુ રંગાચાર્યે કહ્યું કે ‘□□□□□ □□□□□□□□□□ □□□□□□ न च □□□□□□ न च □□□□’ - ગુણીજનોના ગુણ જ પૂજાય છે, તેમની જાતિ કે ઉંમર નહીં.



મહીધર શાસ્ત્રીએ પ્રશ્ન પૂછવાની શરૂઆત કરી. યજ્ઞપુરુષદાસજી તેના ઉત્તરો આપતા જાય અને મહીધર શાસ્ત્રીનો પક્ષ તોડી સિદ્ધાંત સ્થાપતા જાય.

ધીરે ધીરે મહીધર શાસ્ત્રીની દલીલો ખૂટી, તેમણે હાર સ્વીકારી યજ્ઞપુરુષદાસને પ્રણામ કર્યા. આચાર્ય મહારાજ, ભગતજી મહારાજ, રંગાચાર્યજી તથા સૌ સભાજનો આશ્ચર્યભાવે યજ્ઞપુરુષદાસજી તરફ જોઈ રહ્યા. ભગતજી તો એકી નજરે તેમના સામું અમીદૃષ્ટિથી જોયા જ કરતા હતા.

બીજે દિવસે તેઓ ભગતજીનાં દર્શને ગયા. ભગતજી તેમને આવતા જોઈ બેઠા થઈ ગયા અને બોલ્યાઃ 'આવો સાધુજી!' એમ કહી મળ્યા અને કહ્યુંઃ 'સુખેથી ભજન કરજો.'

સમૈયા પછી ભગતજી મહુવા ગયા અને યજ્ઞપુરુષદાસજી વડોદરા આવ્યા.

વડોદરાના મંદિરમાં અભ્યાસ કરતાં કરતાં પણ નવા નવા ઘણા જ હરિભક્તોને તથા કૉલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને યજ્ઞપુરુષદાસજી અક્ષરપુરુષોત્તમની વાતો કરતા.

એક વખત બપોરે પીજના જેઠાભાઈ તેમનાં દર્શન કરવા આવ્યા. ઠાકોરજીનાં દર્શન કરી બંને મંદિરની પ્રદક્ષિણામાં વાતો કરતાં બેઠા. યજ્ઞપુરુષદાસજી તો વાત કરવામાં તલ્લીન થઈ ગયા અને જેઠાભાઈ સાંભળવામાં. રાત ક્યારે પડી ગઈ તે કોઈનેય ખબર ન રહી. સવારે ચારના ટકોરે તેમને ખ્યાલ આવ્યો કે સતત બાર કલાક બંને બેઠા છે.

જેઠાભાઈને આ બાર કલાકની વાતોથી અક્ષરપુરુષોત્તમની પાકી નિષ્ઠા થઈ ગઈ. ભગતજી મહારાજનો મહિમા પણ સમજાયો. પાછળથી તેમણે દીક્ષા લીધી. સૌ તેમને નિર્ગુણદાસ સ્વામીના વહાલસોયા નામથી ઓળખતા.

રંગાચાર્ય પાસે ઘણા શિષ્યો ભણતા, પણ યજ્ઞપુરુષદાસજી તો કોઈ અદ્‌ભુત શિષ્ય હતા. જ્ઞાન ઉપરાંત દરેક શાસ્ત્રમાંથી

ભક્તિભાવના તથા અક્ષર અને પુરુષોત્તમની શુદ્ધ ઉપાસનાના સિદ્ધાંતો તેઓ શોધી કાઢતા. સાથે સાથે રંગાચાર્યના શંકરમતની સમજણનું ખંડન પણ તેઓ કરતા. જ્ઞાન અને ભક્તિમાં પૂર્ણ એવા યજ્ઞપુરુષદાસને ભણાવવામાં તેમને કોઈ અનેરો આનંદ આવતો. તેઓ ઘણી વખત કહેતા કે '□□□□□□□ □□□□□□□□□ □□□□□□' - આ સંપ્રદાયમાં આવા આ એક જ પુરુષ છે.

## 17. 'અંતર ચોખ્ખાં કરવાની સાવરણી'

ગઢડામાં જળઝીલણીના સમૈયે યજ્ઞપુરુષદાસજીને ભગતજીએ આજ્ઞા કરી કે 'આચાર્ય મહારાજ ભણવાની આજ્ઞા કરે તો રાજકોટ જવું, પણ કાશીએ જવાની જરૂર નથી.'

પછી સૌ હરિભક્તો સામું જોઈને ભગતજીએ કહ્યું: 'આ યજ્ઞપુરુષદાસ તમારાં સૌનાં અંતર ચોખ્ખાં કરવાની સાવરણી છે તેને પણ ટાળવી છે? એ પરદેશ ભણવા જશે તો તમે શું કરશો?'

ભગતજીએ તેમને રાજકોટ ભણવાની આજ્ઞા કરી તેમાં બે હેતુ હતા:

એક તો સંસ્કૃત વિદ્યા ભણાય, દૂર જવું ન પડે; અને વળી, જૂનાગઢ નજીક, તેથી ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર જાગા ભક્તનો યોગ રહે. યજ્ઞપુરુષદાસજીને પણ જાગા ભક્તનો સમાગમ કરવાની બહુ ઇચ્છા હતી.

ત્યારપછી આચાર્ય મહારાજે યજ્ઞપુરુષદાસજીને રાજકોટ ભણવા જવા કહ્યું. રાજકોટ મંદિરમાં બધી સગવડ કરી આપવા કાગળ પણ લખી આપ્યો.

રાજકોટ આવીને તેમણે ભણવાની શરૂઆત કરી. મંદિરમાં મહીધર શાસ્ત્રીના પુત્ર જીવણરામ શાસ્ત્રી ભણાવવા આવતા. તેઓ ઘણા જ વિદ્વાન, પંડિત છતાં સરળ અને નિરભિમાની હતા.

યજ્ઞપુરુષદાસજીની કુશાગ્રબુદ્ધિ અને વિદ્વત્તા જોઈને જીવણરામ નમી પડતા અને મનોમન તેમના પ્રત્યે પૂજ્યભાવ રાખતા.

અહીં યજ્ઞપુરુષદાસજી સત્સંગી વિદ્યાર્થીઓને અભ્યાસમાં મદદ કરતા અને સાથે સાથે સ્વામીશ્રીજીની શુદ્ધ ઉપાસનાની વાતો પણ કરતા. તેમની સાથે હેત કરી, પૂનમ અને એકાદશીએ તેમને જૂનાગઢ જાગા ભક્તનો સમાગમ કરવા મોકલતા. યજ્ઞપુરુષદાસ પોતે પણ ઘણી વખત જૂનાગઢ જતા.

તેમની આ પ્રવૃત્તિથી કેટલાક સાધુઓ ભડક્યા. તેમણે ભોળા હરિભક્તોને ભરમાવ્યા કે 'આ શાસ્ત્રી તમારા છોકરાઓ પાસે નકોરડા ઉપવાસ કરાવે છે, તેમને જૂનાગઢ મોકલે છે. ઘણી વખત મંદિરમાં જ રોકી રાખે છે. તો તમારા છોકરાઓને વારો, નહીં તો એ તેમને બગાડી મૂકશે, સાધુ કરી મૂકશે.'

ભોળા હરિભક્તો આ સાંભળી ઉશ્કેરાયા. તેમણે યજ્ઞપુરુષદાસનું અપમાન કરવા નક્કી કર્યું.

હરિભક્તોએ સભામાં આવી ફરિયાદ કરી. ત્યારે સદ્‌ગુરુ બાળમુકુંદ સ્વામી બોલ્યાઃ 'તમારા છોકરા મંદિરમાં સેવા કરે, સૂઈ રહે, કથાવાર્તા સાંભળે, નકોરડા ઉપવાસ કરે, તે બગડ્યા કહેવાય કે સુધર્યા? આવું વિચાર્યા વગરનું શું બોલો છો?'

આવા મોટા સદ્‌ગુરુની આ વાત સાંભળી કોઈ કાંઈ બોલી ન શક્યા. યજ્ઞપુરુષદાસજી તો હાથમાં માળા લઈને મૌન જ બેસી રહ્યા હતા.

## 18. જાગા ભક્તના આશીર્વાદ

જૂનાગઢમાં જાગા ભક્તને આસને કથામાં મોટા મોટા સદ્‌ ગુરુઓ અને હરિભક્તો બેસતા, તે જોઈ ઘણા બળી ઊઠતા. કેટલાકના શબ્દોથી જીભાઈ કોઠારી ભોળવાઈ ગયા. તેમણે જાગા

ભક્તને સભામાં આવવાની તથા તેમના આસને કથાવાર્તા કરવા જવાની બંધી કરી. જાગા ભક્તને તો રાત-દિવસ કથાવાર્તા તે જ જીવન હતું. તેઓને ઘણું જ દુઃખ થયું.

યજ્ઞપુરુષદાસજીને આ વાતની રાજકોટમાં ખબર પડી કે તરત જ તેઓ જૂનાગઢ પધાર્યા. ઠાકોરજીનાં દર્શન કરીને સીધા જ જાગા ભક્તને ઓરડે દર્શન કરવા જતા હતા ત્યારે કેટલાકે કહ્યું: 'ત્યાં જવાની બંધી છે. કોઠારીનો હુકમ છે.'

યજ્ઞપુરુષદાસજીએ નીડરપણે જવાબ આપ્યો: 'મારે માટે બંધી નથી.' આમ કહી તેઓ તો જાગા ભક્તને ઓરડે પહોંચી ગયા. તેમને દંડવત્ કરી, પગે લાગી, પાસે બેઠા.

યજ્ઞપુરુષદાસજીને જોઈને જાગા ભક્તને આશ્ચર્ય થયું. તેમણે પૂછ્યું: 'તમે અહીં શી રીતે આવ્યા? અહીં આવવાની તો બંધી છે.'

તેમણે કહ્યું: 'બંધી હવે આજથી તૂટી. સ્વામી! તમે ઉદાસ ન થશો. બંધી દૂર થાય અને કથાવાર્તા ચાલુ થાય તેમ હું કોઠારીને સમજાવીને કરાવીશ.'

યજ્ઞપુરુષદાસ જાગા ભક્તને આસને ગયા - તે વાત આખા મંદિરમાં પ્રસરી ગઈ.

તે રાત્રે યજ્ઞપુરુષદાસજીએ જીભાઈ કોઠારીને એકાંતમાં બોલાવ્યા અને જાગા ભક્તનો અપાર મહિમા કહ્યો. કોઠારીને આ સાંભળી પોતાની ભૂલ સમજાઈ. તેમના અંતરમાં ખૂબ પસ્તાવો થયો.

કોઠારી વહેલી સવારે જાગા ભક્તને ઓરડે ગયા અને દંડવત્ કરી કહ્યું: 'આજથી તમારે ઓરડે તમામને આવવાની છૂટ છે અને તમારે પણ સભામાં બેસીને વાતો કરવી એવી મારી પ્રાર્થના છે. મારી અણસમજણ યજ્ઞપુરુષદાસે ટાળી નાખી અને મને ઉગારી લીધો છે.'

આવાં દીનવચનો કહી, માફી માગી. જાગા ભક્તે તો રાજી થઈને કોઠારીને આશીર્વાદ આપ્યા.

કોઠારી ગયા પરંતુ આ બંધી તોડાવનાર અનંત ગુણ અને કળાએ યુક્ત યજ્ઞપુરુષદાસને મળવા જાગા ભક્ત બહુ જ આતુર થઈ ગયા.

થોડી વારે યજ્ઞપુરુષદાસજી આવ્યા અને તેમને દંડવત્ કરવા લાગ્યા, પરંતુ જાગા ભક્તે તો તરત જ ઊઠીને તેમને બાથમાં લીધા, ભેટ્યા અને બોલ્યા: 'આવો બાપ! બહુ રાહ જોવરાવી?'

થોડી વાર તો તેમને બાથમાંથી છોડ્યા જ નહીં. પછી જાગા ભક્તે કોઠારી આવ્યા હતા તે તમામ વાત કરી.

જાગા ભક્ત તેમના પર બહુ જ રાજી થઈ ગયા હતા અને એ રાજીપાના ઉમળકામાં બોલ્યા: 'ઘણા મુમુક્ષુઓનું મોક્ષનું દ્વાર બંધ થઈ ગયું હતું તે તમે આજે ઉઘાડ્યું. હવે આજથી મારાથી જે જે સત્કર્મ થાય, જે જે જીવોનું કલ્યાણ થાય, તે બધાંનું પુણ્ય તમને છે.'

યજ્ઞપુરુષદાસ તો હાથ જોડીને એટલું જ બોલ્યા કે 'મારા ઉપર રાજી રહેજો અને સદા દૃષ્ટિ રાખજો.'

આ પ્રસંગથી સત્સંગમાં એ છાપ પડી કે 'યજ્ઞપુરુષદાસજીની જોડ આ સત્સંગમાં જડવી મુશ્કેલ છે.'



જૂનાગઢથી યજ્ઞપુરુષદાસ રાજકોટ પધાર્યા; પણ જૂનાગઢથી કોઠારીનો પત્ર આવ્યો કે 'સત્સંગિજીવનનું પારાયણ છે, માટે કથા વાંચવા તમારે જૂનાગઢ આવવું.' આથી, યજ્ઞપુરુષદાસ જૂનાગઢ પાછા ગયા.

## 19. સમર્થ વક્તા

સત્સંગિજીવનની કથા શિવલાલ શેઠના પૌત્ર હરિલાલ શેઠ કરાવતા હતા. ચાર પુરાણીઓ કથા વાંચતા હતા. યજ્ઞપુરુષદાસજીનો વારો સૌથી છેલ્લો હતો. તેમની કથા કરવાની અનોખી શૈલી,

વચનામૃતનું શુદ્ધ જ્ઞાન અને બીજાં શાસ્ત્રોનો આધાર આપીને દૃષ્ટાંત સહિત નિરૂપણ કરવાની પદ્ધતિથી બધા બહુ જ રાજી થતા.

બીજે દિવસે શેઠને કથામાં આવવા બોલાવવા સૌ ગયા. શેઠે તરત જ કહ્યું: 'યજ્ઞપુરુષદાસ શાસ્ત્રી કથા વાંચવા બેસે ત્યારે મને બોલાવજો.'

આ સાંભળી સાધુઓને ઈર્ષા થઈ. છેલ્લે દિવસે 'પ્રથમ પૂજન કોનું કરવું?' એ પ્રશ્ન નીકળ્યો. શેઠે સ્પષ્ટ કહી દીધું: 'જેની કથાથી વધુ સમાસ થયો હોય તેનું પૂજન પહેલું કરવું. યજ્ઞપુરુષદાસ શાસ્ત્રીની કથાથી સૌને આનંદ થયો છે, માટે પહેલું તેમનું પૂજન થવું જોઈએ.'

આ સાંભળી સાધુ વધુ ખિજાયા. સાધુ ઘનશ્યામદાસ યજ્ઞપુરુષદાસજીને હલકા પાડવાના દુષ્ટ આશયથી બોલ્યો: 'આજે તો જેણે દરજી અને મોચીને ગુરુ કર્યા છે તે આ સભામાં મોટા થઈ પૂજાય છે.'

આ સાંભળી યજ્ઞપુરુષદાસે સિંહગર્જના કરતાં કહ્યું: 'ગુરુ થવાનો અધિકાર કંઈ એકલા ભગવાંધારીઓનો જ નથી. ગુણાતીતાનંદ સ્વામીના કૃપા- પાત્ર અને એકાંતિક સ્થિતિના ધારક એવા પ્રાગજી ભક્ત તથા જાગા ભક્તમાં જાતિભાવ જોશો તો મહારાજ નહીં સહન કરે.' આમ કહી તેઓ તો બેસી ગયા.

મોટા સદ્‌ગુરુઓએ એ સાધુને ઠપકો આપ્યો. હરિલાલ શેઠ યજ્ઞપુરુષદાસજીનું પૂજન કરવા આગળ આવ્યા પણ તેમણે વિનયપૂર્વક ના કહી. પ્રથમ પૂજન વૃદ્ધ સાધુ હરિદાસનું કરાવ્યું અને છેલ્લે પોતાનું પૂજન કરવા દીધું.

જૂનાગઢથી યજ્ઞપુરુષદાસ રાજકોટ આવ્યા અને અભ્યાસ ચાલુ કર્યો. સૌ પહેલાં બ્રહ્મસૂત્રો પર શાંકરભાષ્ય ભણ્યા. પછી એ જ સૂત્રો

પર રામાનુજ-ભાષ્ય સમજાવવા તેમણે જીવણરામ શાસ્ત્રીને કહ્યું. જીવણરામ શાસ્ત્રી કહે: 'હું રામાનુજભાષ્ય ભણ્યો નથી.'

તેમણે કહ્યું: 'તમે મને અર્થ સમજાવો, ટીકા અને તેનો ભાવાર્થ હું સમજી લઈશ.' આ પ્રમાણે યજ્ઞપુરુષદાસજી ભાષ્યનું વિવરણ કરતા અને જીવણરામ સાંભળતા.

ધીમે ધીમે જીવણરામને રામાનુજભાષ્યમાં રસ લેતા કર્યા. શાંકરમતના તેમના સંસ્કારો બદલાયા. જીવણરામે રામાનુજના મતનો આશ્રય લીધો. તે પછી ગોપાળાનંદ સ્વામીનું ગીતાભાષ્ય વાંચ્યું. હવે જીવણરામ પૂરા વિશિષ્ટાદ્વૈતવાદી બની ગયા. યજ્ઞપુરુષદાસજીએ તેમને જાગા ભક્ત પાસે વર્તમાન ધરાવી સત્સંગી કર્યા. ગુરુ મટી પોતે શિષ્ય બની ગયા.

## 20. સાચા ગુરુભક્ત

યજ્ઞપુરુષદાસજીને ભગતજી મહારાજ પ્રત્યે અપાર ગુરુભક્તિ હતી.

તેમને હવે એક ઇચ્છા હતી: 'આ જૂનાગઢના મંદિરમાંથી પ્રાગજી ભક્તને વગર વાંકે વિમુખ કરીને કાઢ્યા હતા એ જ મંદિરમાં તેમનું અપૂર્વ સન્માન થવું જોઈએ. આ મંદિરમાં જો પ્રાગજી ભગતને ધામધૂમપૂર્વક અને સન્માનપૂર્વક પાછા લાવીએ તો જ આપણે સાચા ગુરુભક્ત.'

તેથી પ્રાગજી ભક્તને જૂનાગઢમાં જન્માષ્ટમીના સમૈયા પર તેડાવવા માટે તેમણે આચાર્ય મહારાજને વિનંતી કરી. આચાર્ય મહારાજે તે માન્ય રાખી ને પ્રાગજી ભક્તને જૂનાગઢ આવવા માટે આજ્ઞાપત્ર લખ્યો.

આ પત્ર લખાયો એટલે યજ્ઞપુરુષદાસજીએ ભગતજી મહારાજમાં હેતવાળા સૌ હરિભક્તોને આ સમાચાર આપ્યા.

જૂનાગઢના કોઠારી જીભાઈને પ્રાગજી ભક્તનો અપાર મહિમા યજ્ઞપુરુષદાસજીએ કહ્યો હતો. આથી, આચાર્ય મહારાજની સાથે પ્રાગજી ભક્તનું પણ સન્માન થાય, આચાર્ય મહારાજ જેવી પ્રાગજી ભક્તની સગવડ સચવાય, તેવી જીભાઈએ ગોઠવણ કરી દીધી. આ ગોઠવણ કરાવનાર તો યજ્ઞપુરુષદાસજી જ હતા.

સંવત 1922ની સાલમાં આચાર્ય મહારાજની આજ્ઞાથી ભગતજી મહારાજને મંદિરમાંથી નીકળવું પડ્યું હતું. હવે આચાર્ય મહારાજની આજ્ઞાથી જ ભગતજી મંદિરમાં પાછા આવતા હતા.

આચાર્ય મહારાજ માટે બે ઘોડાની બગી લાવવામાં આવી હતી. ભગતજી મહારાજ માટે પણ તેવી જ બગી લાવવામાં આવી હતી. આ ઉપરાંત, ભગતજી માટે ઢોલિયો, મશરૂનાં પાગરણ વગેરે પણ લાવવામાં આવ્યાં હતાં. આચાર્ય મહારાજની સાથે ભગતજી મહારાજનું પણ ધામધૂમથી સન્માન થયું.

ભગતજી મહારાજ જૂનાગઢ રહ્યા તે દરમ્યાન ગુજરાતના ઘણા હરિભક્તો આવ્યા હતા. આ સમૈયામાં ભગતજી મહારાજે ગુણાતીત જ્ઞાનની વાતોની છોળો ઉછાળી. જાગા ભક્તને આસને પણ ખૂબ કથાવાર્તા થઈ. તમામ હરિભક્તોને ભગતજી મહારાજે કથાવાર્તા કરી ઘણો જ આનંદ કરાવ્યો.

## 21. અભયદાન આપવાની આજ્ઞા

જૂનાગઢથી ભગતજી મહારાજ ગોંડળ પધાર્યા. અહીં અક્ષર દેરીએ દર્શન કરવા આવ્યા અને બોલ્યા: ‘અહીં તો હજારો દીવાની આરતી ઊતરશે અને મોટું મંદિર થશે.’

રાત્રે યજ્ઞપુરુષદાસજીએ વિદ્યાભ્યાસ માટે પૂછ્યું, ત્યારે કહ્યું કે ‘શાસ્ત્રીની વિદ્યા તો તમે ભણ્યા છો. બ્રહ્મવિદ્યા પણ મેં તમને પૂરી

ભણાવી છે; હવે તો જેમ તમને સુખિયા રહેતાં આવડે છે, તેમ બીજાને સુખિયા કરશો.'

આ પ્રમાણે ભગવાનનું સુખ બીજાને આપવાની તથા જીવોનું કલ્યાણ કરવાની આજ્ઞા યજ્ઞપુરુષદાસજીને આપી.

ગોંડળથી ભગતજી મહુવા પધાર્યા. મહુવા આવીને ભગતજીએ ઘેરો મંદવાડ ગ્રહણ કર્યો. યજ્ઞપુરુષદાસજીને ભગતજીનાં દર્શન કરવા જવાની ઘણી જ ઇચ્છા હતી, પણ આજ્ઞા વિના કેમ જવાય?

મંદવાડ વધતો ગયો અને અંતે સંવત 1954ના કાર્તિક સુદ તેરશના દિવસે ભગતજી મહારાજે દેહનો ત્યાગ કરી અક્ષરવાસ કર્યો.

સ્વામીશ્રીને[1] આ સમાચાર રાજકોટ આપવામાં આવ્યા. આ પત્ર વાંચીને જ સ્વામીશ્રી તો ઉદાસ થઈ ગયા. અંતરમાં અપાર દુઃખ થયું: 'ભગતજી મહારાજને છેલ્લે મળાયું પણ નહીં, તેમની સેવા પણ થઈ નહીં અને ભગતજી ચાલ્યા ગયા. આપણું જીવન ગયું.'

આવી ઉદાસીનતામાં સ્વામીશ્રી કૂવા પાસે બેઠા હતા ત્યાં જ ભગતજી મહારાજે સ્વામીશ્રીને પ્રત્યક્ષ દર્શન આપ્યાં; હાથમાં ગુલાબ અને મોગરાનો હાર હતો તે સ્વામીશ્રીને પહેરાવ્યો અને બોલ્યા: 'આમ ઉદાસ કેમ થયા છો? હું કાંઈ ગયો છું? હું તો તમારામાં અખંડ રહ્યો છું.'

ભગતજીનાં દર્શન થતાં જ સ્વામીશ્રીનો શોક દૂર થઈ ગયો. તેમનાં દર્શનથી જ અંતરમાં આનંદ થઈ ગયો.

આ પછી સ્વામીશ્રી જૂનાગઢ પધાર્યા. જાગા ભક્ત પાસે આવ્યા. જાગા ભક્તે ઘણી જ જ્ઞાનવાતો કરી તેમને શાંતિ પમાડી.

---

1. હવે પછી 'યજ્ઞપુરુષદાસ'ને બદલે 'સ્વામીશ્રી' સંબોધવામાં આવશે.

સ્વામીશ્રીએ જાગા ભક્તને કહ્યું: 'સ્વામી! ભગતજીની છેલ્લી સેવા માટે હું મહુવા ન જઈ શક્યો તેનું મને દુઃખ થાય છે.'

જાગા ભક્ત તેમની ગુરુભક્તિ જોઈ રાજી થયા અને કહ્યું: 'તમે શોક ન કરશો. હું ધામમાં જઈશ ત્યારે છેલ્લી સેવા માટે તમને બોલાવીશ.'

આ સાંભળીને સ્વામીશ્રીને શાંતિ થઈ.

સ્વામીશ્રીની વધતી જતી મહત્તા નહીં સહન થતાં, કેટલાક સંતો અદેખાઈથી વારંવાર આચાર્યશ્રીને ફરિયાદ કરતા. આચાર્ય મહારાજે ન છૂટકે સ્વામીશ્રીને પોતાની પાસે બોલાવી લીધા. આથી, સ્વામીશ્રીનો વિદ્યાભ્યાસ બંધ થયો.

સંવત 1955માં આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજ ધામમાં પધાર્યા. આ પછી ગોરધનભાઈએ સ્વામીશ્રીને કોઈ મોટી જવાબદારી સોંપવાનો વિચાર કર્યો અને સ્વામીશ્રીને સારંગપુર મંદિરનો વહીવટ સોંપ્યો. તેમની મદદમાં પ્રભુદાસ કોઠારીને મૂક્યા.

આ પહેલાં સારંગપુરનો વહીવટ ગઢડાના કોઠારી ભીમજીભાઈ કરતા. ભીમજીભાઈના હાથમાંથી સારંગપુરનો વહીવટ લઈ સ્વામીશ્રીને સોંપ્યો તેથી તેમના મનમાં ઘણો જ કચવાટ થયો અને રોષ પણ થયો. તેમને સ્વામીશ્રી અને ભગતજી મહારાજના મંડળ પ્રત્યે અનેક ગણો દ્વેષ વધી ગયો.

આ બાજુ સ્વામીશ્રીએ સારંગપુરમાં શ્રીજીમહારાજનાં બધાં જ પ્રસાદીનાં સ્થાનોનો જીર્ણોદ્ધાર કર્યો. હનુમાનજીના મંદિરનો બંગલો કર્યો, વધારાની જમીન લઈ મંદિર મોટું બનાવ્યું અને સારંગપુર મંદિરની શોભા વધારી દીધી. વળી, સ્વામીશ્રી તથા ભગતજી મહારાજને વિષે હેતવાળા હરિભક્તો સ્વામીશ્રીનો સમાગમ કરવા વારંવાર સારંગપુર આવતા અને મંદિરની સેવા કરતા. તેથી

મંદિરની આર્થિક સ્થિતિ પણ સુધરી. આમ, સ્વામીશ્રી કુશળ વહીવટકાર પુરવાર થયા. વરતાલના કોઠારી પણ સ્વામીશ્રીની આવી શક્તિ જોઈ રાજી થયા.

સંવત 1957માં જાગા ભક્તે ડાંગરામાં મંદવાડ ગ્રહણ કર્યો. સ્વામીશ્રીને ખબર મોકલાવ્યા. સમાચાર મળતાં જ સ્વામીશ્રી ડાંગરા ગયા. જાગા ભક્ત તેમની રાહ જ જોતા હતા. તેમણે કહી રાખેલું કે 'યજ્ઞપુરુષદાસ આવે તો મારી પાસે લાવજો.'

સ્વામીશ્રી ગયા કે તરત જ જાગા ભક્ત બોલ્યા: 'આવ્યા ને? બહુ રાહ જોવરાવી.' એમ કહી ખૂબ વહાલથી ભેટ્યા.

સ્વામીશ્રી તો જાગા ભક્તની ગંભીર સ્થિતિ જોઈ ઘણા જ દિલગીર થઈ ગયા. જાગા ભક્તે કહ્યું: 'મેં તમને કહ્યું હતું ને કે મારી છેલ્લી સેવા માટે હું તમને બોલાવીશ. હવે તો ધામમાં જવું છે તેથી તમને બોલાવ્યા છે. અમારું કામ પૂરું થયું છે. તમે કામ શરૂ કરજો. અક્ષરપુરુષોત્તમની નિષ્ઠા પ્રવર્તાવજો. મહારાજ અને સ્વામી તમારા કામમાં ભળશે.'

સ્વામીશ્રીએ બે દિવસ જાગા ભક્તની ખૂબ સેવા કરી. જાગા ભક્ત મહા સુદ દશમની રાત્રે અક્ષરધામમાં પધાર્યા. શ્રીજીમહારાજ, સ્વામી અને મુક્તો વિમાનમાં આવી જાગા ભક્તને તેડી ગયા. તેમની ઉત્તરક્રિયા કરી સ્વામીશ્રી સારંગપુર પધાર્યા.

## 22. સંતોની પ્રેરણા

સારંગપુરથી સ્વામીશ્રી ગુજરાતના હરિભક્તોની સાથે સોરઠની પંચતીર્થી કરવા નીકળ્યા. જૂનાગઢ આવ્યા ત્યારે ગોપાળાનંદ સ્વામીના શિષ્ય, 85 વર્ષના વૃદ્ધ સાધુ કેશવજીવનદાસજીએ સ્વામીશ્રીને કહ્યું: 'તમે તો ગુણાતીતાનંદ સ્વામીની નિષ્ઠાવાળા છો અને મોટાના કૃપાપાત્ર છો, તો સ્વામી અને મહારાજની મૂર્તિઓ સાથે

પધરાવો. અમારે ગોંડળમાં પધરાવવી હતી, પણ તે બની શક્યું નહીં.'

એ સાંભળી સ્વામીશ્રીએ કહ્યું: 'ગુણાતીતાનંદ સ્વામીના શિષ્ય અને મોટા સદ્‌ગુરુ બાળમુકુંદદાસજી કહે તો એ કામ કરું.'

બાળમુકુંદદાસજી કહે: 'હું તો ગુણાતીતાનંદ સ્વામી અને મહારાજની સોનાની મૂર્તિઓ પધરાવો તો રાજી જ છું.'

આ સાંભળી સ્વામીશ્રીના સંકલ્પને વેગ મળ્યો.

આ અગાઉ જૂનાગઢમાં જાગા ભક્તે સ્વામીશ્રીને કહ્યું હતું કે 'તમે મહારાજ ને સ્વામીની મૂર્તિઓ શિખરબદ્ધ મંદિરમાં પધરાવો.'

સ્વામીશ્રી કહે: 'અમારે એક પૈસાનું પત્તું જોઈતું હોય તો કોઠારમાં માગવું પડે. તો લાખો રૂપિયાનાં મંદિર કેમ થાય?'

ત્યારે જાગા ભક્તે કહ્યું હતું કે 'અક્ષરપુરુષોત્તમની શુદ્ધ ઉપાસના સ્થાપવાનો મહારાજનો સંકલ્પ છે. માટે તમે પ્રવૃત્તિ કરો. તમે સંકલ્પ ન કરો તો તમારી ખોટ અને અમે પૂરા ન કરીએ તો અમારી ખોટ.'

જાગા ભક્તના આ કોલથી આ કાર્ય પાર પાડવા સ્વામીશ્રી ઉત્સુક બની ગયા હતા, પરંતુ એવો યોગ્ય સમય આવે ત્યાં સુધી ધીરજ રાખી કાર્ય કરવાનો નિર્ણય સ્વામીશ્રીએ કરી લીધો હતો. હવે તેમનું કાર્ય અક્ષરપુરુષોત્તમની નિષ્ઠા પ્રવર્તાવવાનું હતું. આ માટે તેઓ ગુજરાત અને સૌરાષ્ટ્રમાં વખતોવખત ફરતા. આબાલવૃદ્ધ સૌ તેમનામાં આકર્ષાતા. તેઓ તેમને અક્ષરપુરુષોત્તમની શુદ્ધ ઉપાસના દૃઢ કરાવતા. તેમની રાત-દિવસની આ પ્રવૃત્તિમાં કદી તેમને ઊંઘ, આળસ કે થાક જણાતાં જ નહીં.

સારંગપુરથી સ્વામીશ્રી વારંવાર ગુજરાત જતા તેથી દ્વેષી સાધુઓએ તેમના વિરુદ્ધ ફરિયાદ કરવા માંડી કે 'યજ્ઞપુરુષદાસજી

સારંગપુરમાં કામ છોડીને ગુજરાતમાં ફર્યા કરે છે તેથી મંદિરનું કામ બગડે છે. માટે સ્વામીશ્રીની પ્રવૃત્તિ પર અંકુશ રાખવો જોઈએ.'

પણ આ બાજુ સારંગપુરનો વહીવટ સુધર્યો હતો; આવક પણ વધી હતી; કામમાં ઘણી પ્રગતિ હતી; તેથી આ ફરિયાદ કોઈને સાચી લાગી નહીં.

આ અરસામાં અમદાવાદ ગાદીના આચાર્ય ધામમાં ગયા. કુંજવિહારીપ્રસાદજી મહારાજ - જે ગાદીના વારસદાર હતા - તેમને બદલે વાસુદેવપ્રસાદજી, જે ફક્ત ત્રણ જ વર્ષની ઉંમરના હતા, તેમને કેટલાક સાધુઓ તથા સત્સંગીઓએ ગાદીએ બેસાડ્યા. આથી, નિર્મળદાસજી, ત્યાગવલ્લભદાસજી વગેરે સાધુઓ અને કેટલાક આગેવાન હરિભક્તોએ કુંજવિહારીપ્રસાદજીનો પક્ષ લીધો. તેમણે સૌએ વઢવાણમાં જઈ, જુદી ગાદી સ્થાપી, મંદિર કરવાનું નક્કી કર્યું; પણ તેમની પાસે કોઈ સાધન હતું નહીં. સાધુઓ થોડા અને વિરોધ સહન કરવાની પૂરી શક્તિ પણ નહીં. તેથી જો કોઈ શક્તિશાળી સંતનો સાથ મળે તો જ આ કામ પાર પડે તેમ હતું.

તેમની નજર શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ પર પડી. 'આખા સંપ્રદાયમાં અજોેડ અને નીડર પુરુષ આ એક જ છે, એ જો ભળે તો કામ પાર પડે. વળી, યજ્ઞપુરુષદાસજીના શિષ્યો પણ નિષ્ઠાવાળા, તેમના માટે પ્રાણ આપે તેવા અને ધનની પણ સેવા કરે તેવા છે.' આમ વિચારી નિર્મળદાસજી સ્વામીશ્રીને લીમડીમાં મળ્યા અને વઢવાણમાં મંદિર કરવામાં મદદ કરવા વિનંતી કરી.

સ્વામીશ્રી તો જાણતા જ હતા કે 'તેમનો પક્ષ સાચો છે. ઉપરાંત, નિર્મળદાસજીને અક્ષરપુરુષોત્તમની શુદ્ધ ઉપાસના જીવમાં છે. તેથી તેમને આ પ્રસંગે જરૂર મદદ કરવી.'

સ્વામીશ્રીએ શરત મૂકી કે 'અક્ષરપુરુષોત્તમની મૂર્તિઓ પધરાવો તો અમે તમને મદદ કરીએ.' નિર્મળદાસજી કબૂલ થયા અને સ્વામીશ્રીને મંદિર માટે જમીન અપાવવા માટે વિનંતી કરી. સ્વામીશ્રીએ લીમડીના દીવાન સાહેબ જે તેમના શિષ્ય હતા તેમના પર ચિઠ્ઠી લખી આપી, જમીન અપાવવા ભારપૂર્વક લખ્યું. આ રીતે વઢવાણ મંદિર માટે જમીન મળી ગઈ.

## 23. ઉપાધિની શરૂઆત

સ્વામીશ્રીનો વિચાર તો વરતાલમાં રહીને જ અક્ષર અને પુરુષોત્તમની નિષ્ઠા પ્રવર્તાવવાનો હતો. આ માટે તેઓ રાત-દિવસ કથાવાર્તા કરતા. ગુજરાતમાં જતા ત્યારે પણ ગામોગામ વિચરી, હરિભક્તો આગળ અક્ષરપુરુષોત્તમની નિષ્ઠાની જ વાતો કરતા. સ્વામીશ્રી પધારવાના હોય અને એક કે બે દિવસ રોકાવાના હોય તોપણ ગુજરાતના ખૂણેખૂણેથી હરિભક્તો ઊમટે અને સ્વામીશ્રીની વાતો સાંભળી આનંદ પામે.

એ રીતે સ્વામીશ્રીએ એક વખત વડોદરામાં કથા કરી.

રાત્રે કથામાં સ્વામીશ્રીએ કીર્તનો ગાઈ સંત-અસંતનાં લક્ષણોની વાતો કરી. આ સાંભળી કેટલાક દ્વેષી સાધુઓએ તો જાણ્યું કે 'આ તો અમારી જ વાત કરે છે.' તેથી ગુસ્સામાં ને ગુસ્સામાં ગરજી ઊઠ્યા: 'નિશાચરો! પાપીઓ! હવે તો ઊંઘવા દો.' એમ ગાળો દેવા લાગ્યા, પણ સ્વામીશ્રીએ તો કથાપ્રવાહ ચાલુ રાખ્યો. આથી, તેઓ વધુ રોષે ભરાયા અને ત્યાં પડેલી ઈંટો લઈને બંગલા પર ફેંકવા લાગ્યા.

બધા જાગી ગયા. ધમાલ મચી ગઈ.

'આ સારો લાગ આવ્યો છે, ચાલો બંગલો જ બાળી દઈએ, જેથી યજ્ઞ- પુરુષદાસનું કાસળ નીકળી જાય. ફરી કદી આપણને ત્રાસ

આપે નહીં.' આમ વિચારી તેઓ સૌ બંગલાને આગ ચાંપવાની તૈયારી કરવા લાગ્યા.

આ અવાજ સાંભળી બાજુમાં રહેતા જેશંકરનાં માતુશ્રીએ ધમાલ મચાવી. જેશંકર અંદર હતા તેથી તેને બહાર લાવવા તેમણે તો બુમાબૂમ કરી મૂકી. સ્વામીશ્રીના મુખ પર અપાર શાંતિ હતી. તેમને ન હતો ડર કે ન હતી ચિંતા. 'શ્રીજીમહારાજનું ધાર્યું જ થાય છે' એમ કહી તેઓ અડગ બેઠા હતા, પણ ત્યાં બેઠેલા હરિભક્તો ઉશ્કેરાઈ ગયા હતા.

મોતીભાઈ, જેશંકરને લઈને બહાર ગયા. તેમને સાધુઓએ બહાર નીકળવા દીધા. મોતીભાઈ તો દોડીને ઘનશ્યામભાઈ વૈદ્યને જગાડી આવ્યા. વૈદ્ય તરત જ ફોજદાર તથા પોલીસને લઈને આવી પહોંચ્યા.

આ બાજુ આગ ચાંપવાની તૈયારીઓ ચાલતી હતી ત્યાં જ ફોજદાર આવ્યા. ફોજદારે કહ્યું કે 'મંદિરનાં બારણાં ખોલો, નહીં તો હું તોડીને અંદર આવીશ.'

ડરના માર્યા બારણાં ખોલી સૌ સાધુઓ ભાગ્યા અને જ્યાં ત્યાં સંતાઈ ગયા.

ઈંટ, પથરા અને તૂટેલા કાચો જોઈ ફોજદારે કાગળિયાં કર્યાં. સ્વામીશ્રીને પગે પડી કહ્યું: 'તમે સાધુઓનાં નામ આપો એટલે તેમને પકડી લઉં.'

સ્વામીશ્રી કહે: 'અમારે કોઈની સામે ફરિયાદ કરવી નથી, અમારે કોઈ પર વેર નથી. માટે તમે કંઈ પગલાં લેશો નહીં.'

ફોજદાર સ્વામીશ્રીની સાધુતા જોઈ નમી પડ્યા. સ્વામીશ્રી મોતીભાઈ સાથે તેમની હૉસ્ટેલમાં પધાર્યા. ત્યાંથી સારંગપુર આવ્યા.

વિરોધીઓને લાગ ન ફાવ્યો અને વળી બદનામ થયા, તેથી તેમનો રોષ ઘણો વધી ગયો. તેમને થયું કે 'યજ્ઞપુરુષદાસ તો છટકી ગયા. હવે શું કરવું?'

વરતાલમાં અને ગઢડામાં સ્વામીશ્રીના વિરોધીઓને આ ખબર પડી તેથી નિરાશ તો થયા, પણ પછી નવા જોરથી નવા નવા પેંતરા રચવા લાગ્યા.

ગઢડાવાળાને સારંગપુરનો વહીવટ જવાથી દાઝ હતી જ. તેમણે તો જુઠ્ઠો પ્રચાર શરૂ કર્યો કે 'યજ્ઞપુરુષદાસ શાસ્ત્રીએ તો સારંગપુરના કોઠારમાં છ હજાર રૂપિયા ઉપાડી લીમડીના દીવાન ઝવેરભાઈને ત્યાં મૂક્યા છે અને વઢવાણના સાધુઓ તેમાંથી જ મંદિર કરાવે છે.'

ધન અને સ્ત્રીના સંપૂર્ણ ત્યાગી એવા સ્વામીશ્રી આવા આક્ષેપોથી ડરતા ન હતા, પણ સ્વામીશ્રીના શિષ્યો આથી રોષે ભરાયા.

રાત-દિવસ કથાવાર્તામાં જ જીવન ગુજારતા, મહારાજ અને સ્વામીનો મહિમા પ્રવર્તાવવા માટે જ કાર્ય કરતા, કોઈપણ પ્રત્યે રાગ-દ્વેષ ન રાખતા અને સ્ત્રી-ધનના અષ્ટ પ્રકારે ત્યાગી એવા આ મહાન સંત સ્વામીશ્રી પ્રત્યે આવો દ્વેષ? આવો તિરસ્કાર? આ કેમ સહન થાય?

ગુજરાતના હરિભક્તોએ ગોરધનભાઈ કોઠારીને કાગળ લખી જણાવી દીધું: 'સાધુઓમાં શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી વિરુદ્ધ રાગ-દ્વેષ બહુ જ વધતો જાય છે. માટે અમને પૂછ્યા વિના તેમના અંગે કોઈપણ નિર્ણય લેશો તો તેનું પરિણામ સારું નહીં આવે.'

ગુજરાતના આવા પ્રતિષ્ઠિત હરિભક્તોની સ્વામીશ્રી પ્રત્યેની નિષ્ઠા જોઈ ગોરધનભાઈ તો ચકિત થઈ ગયા.

# 24. પ્રૌઢ પ્રતાપ

ગોરધનભાઈ કોઠારીએ સ્વામીશ્રીને વરતાલ બોલાવ્યા અને વીરસદમાં મંદિર કરવા કહ્યું.

સ્વામીશ્રી વરતાલ આવ્યા તેથી તમામ હેતવાળા હરિભક્તો પણ વરતાલ ઊમટ્યા. સ્વામીશ્રીના આસને હજારો હરિભકતોની ચિક્કાર સભા થઈ. સ્વામીશ્રીએ આ સભામાં અક્ષર અને પુરુષોત્તમના મહિમાની વાત કરી અને એ સ્વરૂપોની સેવાનો ઘણો જ મહિમા સમજાવ્યો. વઢવાણમાં અક્ષર અને પુરુષોત્તમની મૂર્તિઓ બેસવાની છે, તેથી સેવા કરવા સ્વામીશ્રીએ સૌ હરિભક્તોને તૈયાર કર્યા. જોતજોતાંમાં મૂર્તિઓ માટે અઢી હજાર રૂપિયાની સેવા લખાઈ ગઈ.

કોઠારી તથા સૌ સાધુઓને થયું કે ‘સ્વામીશ્રી વીરસદના મંદિર માટે વાતો કરી રહ્યા છે.’

આ પછી સ્વામીશ્રી અમદાવાદ પધાર્યા અને નિર્મળદાસ સ્વામીને બોલાવીને વાત કરી કે ‘મૂર્તિઓની કિંમત અમે આપીશું, તેથી મૂર્તિઓ કરાવવા જયપુર જવાનું થાય ત્યારે અમારો માણસ જયપુર આવશે અને અમારા નકશા પ્રમાણે મૂર્તિઓ કરાવશે.’ આ પ્રમાણે પાકી ગોઠવણ કરી, ગોંડળના કડિયા પુરુષોત્તમદાસને જયપુર મોકલ્યા.

બીજી મૂર્તિઓ માટે નિર્મળદાસજી વડોદરા ગયા. સ્વામીશ્રીએ કોઠારી જેઠા ભગતને ભલામણ કરી, વડોદરાના મંદિરમાં તેમને બધી સગવડ કરાવી આપી. જેઠા ભગતે પણ સ્વામીશ્રીની આજ્ઞાથી તેમનો શિર સાટે પક્ષ રાખ્યો.

તે પછી સ્વામીશ્રી ભરૂચ પધાર્યા. અહીં એક દિવસની વચનામૃતની પારાયણ કરી. આ વખતે આખા ગુજરાતમાંથી એક

હજાર જેટલા હરિભક્તો આવ્યા હતા. સ્વામીશ્રીએ આ પ્રસંગે ‘સંત એ જ મોક્ષનું દ્વાર છે’ એ સિદ્ધાંત પર ઘણી જ વાતો કરી.

આ સમાચાર વરતાલ પહોંચતાં દ્વેષીઓના પેટમાં તો તેલ રેડાયું: ‘યજ્ઞપુરુષદાસજીની પાછળ હજાર હજાર હરિભક્તો દોડે, રસોઈ આપે, સેવા કરે અને આપણી પાસે પાંચ હરિભક્તો પણ ન આવે. આ કેવું? યજ્ઞપુરુષ- દાસ અક્ષરપુરુષોત્તમની ઉઘાડેછોગે વાતો કરે, નિર્મળદાસનો પક્ષ રાખે, વડોદરામાં જેઠા ભગતને ભલામણ કરી તેમને બધી સગવડ અપાવે, છતાં તેમને કોઈ કાંઈ ન કહે? કોઠારી ગોરધનભાઈ પણ તેમનો પક્ષ લે. આવું ચાલશે તો યજ્ઞપુરુષદાસ વરતાલને, અરે... આખા સંપ્રદાયને વશ કરી લેશે, અને તેમના ધણી થઈ બેસશે. આપણી કિંમત તો કોડીનીય નહીં રહે.’

આમ વિચારી, યજ્ઞપુરુષદાસને કેમ પાછા પાડવા તેની સૌ વિચારણા કરવા લાગ્યા. સ્વામીશ્રી તો નિર્ભયપણે વિચરતા હતા.

વરતાલમાં કોઠારી ગોરધનભાઈએ સ્વામીશ્રીને બોલાવીને કહ્યું: ‘અહીંના સાધુઓ તો તમારું મૂળ ઉખેડી નાખવા તૈયાર થયા છે. તેમનાથી તમારો પ્રતાપ સહન થતો નથી. તમે જ્યાં જાઓ છો ત્યાં સમૈયા થાય છે, હજારો માણસ તમારામાં ખેંચાય છે, તે તેમનાથી જોવાતું નથી. તેથી આ બધું ઓછું કરો તો ઠીક.’

સ્વામીશ્રીએ વિનયપૂર્વક કહ્યું: ‘અમે તો ભેગા થઈ કથાવાર્તા, ભજન, સ્મરણ કરીએ છીએ. તેમ કરતાં લોકો તણાય કે પ્રતાપ દેખાય તો તે શ્રીજીમહારાજનું કર્તવ્ય છે. અમે સત્સંગની પ્રથા વિરુદ્ધ કશું કરતા નથી. તમારે ખાતરી કરવી હોય તો હવે પછી કથા વરતાલમાં જ કરીએ.’

સ્વામીશ્રીની આ વાત સાંભળી કોઠારી ઘણા જ રાજી થયા. તેમને તો સ્વામીશ્રી પ્રત્યે અત્યંત પ્રેમ હતો. તેમજ ગોરધનભાઈ

કોઠારી તો સારંગપુરનું મંદિર, હવેલી તથા ધર્મશાળા બધું જોઈને સ્વામીશ્રીની કાર્યશક્તિ પર મુગ્ધ થઈ ગયા હતા. પરંતુ, ‘સાધુઓને જો શાંત પાડીશું તો સ્વામીશ્રીને ઉપાધિ ઓછી કરશે,’ એ વિચારથી તેમણે સ્વામીશ્રીને સારંગપુર મંદિરના વહીવટમાંથી છૂટા કરી, વરતાલ તેડાવી લીધા.

## 25. વઢવાણ મંદિરમાં અક્ષરપુરુષોત્તમની મૂર્તિપ્રતિષ્ઠા

વરતાલથી સ્વામીશ્રી વસો ગયા.

વઢવાણનું મંદિર તૈયાર થઈ ગયું હતું. વઢવાણના મંદિરની મૂર્તિપ્રતિષ્ઠા પ્રસંગે અક્ષરપુરુષોત્તમની નિષ્ઠાવાળા સૌ હરિભક્તોને તેમણે વઢવાણ જવા આજ્ઞા કરી. કુંજવિહારીપ્રસાદ તથા સાધુઓએ તો વચલા ખંડમાં અક્ષરપુરુષોત્તમ પધરાવવાનું વચન સ્વામીશ્રીને આપ્યું હતું, છતાં સ્વામીશ્રીએ સૌ હરિભક્તોને કહ્યું કે ‘જો વિરોધ થાય તો પહેલા ખંડમાં પણ અક્ષરપુરુષોત્તમની મૂર્તિઓ પધરાવશો અને અમને તારથી ખબર આપશો.’

અમદાવાદના સંતોએ પણ ઘણો વિરુદ્ધ પ્રચાર કર્યો હતો, તેથી કેટલાક હરિભક્તો કુંજવિહારીપ્રસાદને અક્ષરપુરુષોત્તમ ન પધરાવવા દબાણ કરવા લાગ્યા. જ્યારે અક્ષરપુરુષોત્તમની નિષ્ઠાવાળા હરિભક્તોએ સ્વામીશ્રીએ જે શરત મૂકી હતી અને શિર સાટે પક્ષ રાખીને મદદ કરી હતી, તેની યાદ આપી. અંતે બંનેના સમાધાન રૂપે પ્રથમ ખંડમાં અક્ષર અને પુરુષોત્તમની મૂર્તિઓ પધરાવવાનું નક્કી કર્યું અને તે પ્રમાણે પ્રતિષ્ઠા થઈ ગઈ. શુદ્ધ ઉપાસનાનો ડંકો સૌ પ્રથમ વઢવાણમાં વાગ્યો.

આ આનંદમાં સ્વામીશ્રીને તાર કરવાનું સૌ ભૂલી ગયા. મોડેથી તાર કર્યો. સ્વામીશ્રી તો વસોથી નીકળી વરતાલ ગયા હતા.

મંદિરના દરવાજા ઉઘડાવી ભાઈલાલભાઈએ તાર સ્વામીશ્રીને આપ્યો. તેઓ રાજી થયા.

તાર લઈ તેઓ ગોરધનભાઈ કોઠારી પાસે ગયા અને વઢવાણની વાત કરી. આખી જિંદગીમાં કોઠારીએ પોતાની સત્તાથી શુદ્ધ ઉપાસનાનું આ કાર્ય થવા દીધું ન હતું. તેથી કોઠારી તો આ સાંભળી ઊંડા ઊતરી ગયા.

'શ્રીજી કરે તે ખરું,' કોઠારીથી બોલાઈ ગયું.

'આ કાર્ય શ્રીજીએ જ કર્યું છે,' સ્વામીશ્રીએ કહ્યું.

કોઠારીએ ગુસ્સામાં સ્વામીશ્રીને બહાર જવા કહ્યું.

થોડી વારે કોઠારી સ્વસ્થ થયા પછી તેમણે સ્વામીશ્રીને બોલાવ્યા અને બધી વિગત પૂછી.

સ્વામીશ્રીની શુદ્ધ ઉપાસના પ્રવર્તાવવાની ધગશથી કોઠારી ઘણા જ રાજી થયા. તેમને ખાતરી થઈ ગઈ કે આ સાધુ સંપ્રદાયને ઉજ્જ્વળ કરશે.

પણ સાધુવર્ગ તો વધુ ખિજાયો: 'કોઠારી પણ યજ્ઞપુરુષદાસને કંઈ કહેતા નથી. અહીં બેઠા યજ્ઞપુરુષદાસ વઢવાણમાં મૂર્તિ પધરાવી શકે છે તો ભવિષ્યમાં શુંનું શું કરશે? આ તો આખા સત્સંગને પોતા તરફ વાળી લેશે અને આપણે તો હાથ ઘસતા રહીશું, આપણને કોઈ પૂછશેય નહીં.'

આમ વિચારી, સૌ આસને આસને ભેગા થઈ, યજ્ઞપુરુષદાસને કેમ માત કરવા, દૂર કરવા, તે યોજના કરવા લાગ્યા. સ્વામીશ્રી તો નિર્ભય, નીડર થઈને ફરતા હતા અને અક્ષરપુરુષોત્તમની નિષ્ઠાની વાતો કરતા હતા.

તેઓ બોચાસણ આવ્યા અને શ્રીજીમહારાજની પ્રસાદીની રામ-લક્ષ્મણની મૂર્તિઓ ત્યાંના રામજી મંદિરમાંથી મગાવી લીધી. શ્રીજીમહારાજની પ્રસાદીની પાટ પર એ મૂર્તિઓ જૂના મંદિરમાં પધરાવી સ્વામીશ્રી બોલ્યા: 'બોચાસણમાં મોટું શિખરબદ્ધ મંદિર થશે અને સર્વોપરી અક્ષરપુરુષોત્તમ મહારાજ મધ્ય મંદિરમાં વિરાજશે ત્યારે આ મૂર્તિઓ પણ ત્યાં પધરાવીશું.'

તે સાંભળી હરિભક્તોએ પૂછ્યું: 'ક્યારે થશે?'

સ્વામીશ્રી કહે: 'બે-ત્રણ વર્ષમાં થશે અને તમે તે જોશો.'

સૌને થયું કે 'જરૂર કંઈ અવનવું થશે, નહીં તો વરતાલમાં સાધુઓની ઉપાધિ હોય ત્યાં મંદિરની વાત જ ક્યાંથી કરાય?'

પછી તેઓ વીરસદ પધાર્યા અને ત્યાંથી ચાણસદ દવા કરાવવા પધાર્યા. ચાણસદમાં તેમણે ઘણી કથાવાર્તા કરી.

## 26. વરતાલમાં અક્ષરપુરુષોત્તમનો જયઘોષ

ચૈત્ર સુદ પૂનમનો સમૈયો પાસે આવતો હતો. સ્વામીશ્રી તો મંદવાડને લીધે આ સમૈયા ઉપર વરતાલ જઈ શકે તેમ ન હતા, પણ વરતાલમાં સાધુઓની ઉપાધિને લીધે જરૂર કંઈક અવનવું થશે તેમ સૌને લાગતું હતું.

સ્વામીશ્રીએ તો અગાઉથી જ ભાખ્યું હતું કે 'વરતાલમાં આપણા વિરુદ્ધ સભા બોલાવવામાં આવી છે, પણ સૌ અંદરઅંદર ઝઘડશે અને આપણું કોઈ નામ નહીં લે.'

સ્વામીશ્રીની આજ્ઞા લઈ ચાણસદથી કાળિદાસભાઈ તથા બીજા હરિભક્તો વરતાલ ગયા.

તે ગયા પછી સ્વામીશ્રીએ ગલભાઈને બોલાવીને પૂછ્યું: 'વરતાલની સભામાં અક્ષરપુરુષોત્તમની જય બોલાવવાની તમારામાં હિંમત છે?'

આવા વિરોધમાં કોની હિંમત હોય? પણ ગલભાઈ તો જુદી માટીના હતા. તેમણે કહ્યું કે ‘તમારી મરજી અને આજ્ઞા હોય તો હિંમત છે.’

સ્વામીશ્રીએ કહ્યું: ‘તો પૂનમની સભામાં ‘જય’ બોલાવજો.’

ગલભાઈ તો જય બોલાવવાની તાનમાં તરત જ વરતાલ ગયા.

પૂનમની સભામાં જેવા આચાર્ય મહારાજ આવ્યા કે તરત જ ગલભાઈ ‘સહજાનંદ સ્વામી મહારાજની જય’ બોલ્યા. સૌએ તે ઝીલી. પછી તરત જ ‘અક્ષરપુરુષોત્તમ મહારાજની જય’ બોલ્યા. તે પણ સૌએ ઝીલી. પછી જ સૌને ખબર પડી કે ‘આ તો ભૂલ થઈ ગઈ.’ પણ હવે શું થાય? સૌ ગલભાઈ પર કતરાવા લાગ્યા; પણ તેમનો પહાડી અવાજ, મોટી આંખો અને કદાવર રૂપ જોઈ કોઈ બોલી શક્યું નહીં, પણ મનમાં સમસમી રહ્યા.

સૌ દાઝના માર્યા હતા, તેથી સભા પણ કથાવાર્તા કર્યા વગર વીખરાઈ ગઈ. આસને આસને વળી પાછી આ જ ચર્ચા થવા લાગી: ‘શાસ્ત્રીના શિષ્યો આવી હિંમત કરે છે? જરૂર શાસ્ત્રીને વરતાલમાંથી કાઢવા જ પડશે. નહીં તો તે સત્સંગ ચૂંથી નાખશે.’

સવારે પાછા પડ્યા છતાં પણ કેટલાક સાધુઓએ બપોરે સભા ગોઠવી. એ સભામાં ભીમજીભાઈ બોલ્યા: ‘શાસ્ત્રી યજ્ઞપુરુષદાસે સારંગપુરથી પટારો ભરી રૂપિયા વઢવાણ મંદિરમાં મોકલ્યા અને મંદિરની પુષ્ટિ કરી, તેમને કેમ કોઈ કંઈ કહેતું નથી?’

આ સાંભળતાં જ કાળિદાસ ઊભા થઈ ગયા અને બોલ્યા: ‘જે સાધુએ તમને વાર્ષિક બે થી ત્રણ હજારના ઉત્પન્નમાંથી બાવીસ હજારનું ઉત્પન્ન કરી આપ્યું; સારંગપુર મંદિરની રોનક ફેરવી નાખી; બંગલો, ધર્મશાળા, ચાંદીનાં કમાડ વગેરે કરાવ્યાં; તેમની વિરુદ્ધ

આવા હલકા આક્ષેપ કરતાં તમને શરમ નથી આવતી? આવા સાધુતાના ગુણે યુક્ત સંતની પાછળ પડ્યા છો. કોઠારી ગોરધનભાઈ પણ જાણે છે કે શાસ્ત્રી શુદ્ધ છે; છતાં તે કેમ કંઈ બોલતા નથી અને સાંભળી લે છે.'

આ સાંભળી કોઠારી તરત જ બોલ્યા: 'આ તો બધું સાધુઓનું અને ભીમજીનું તૂત છે. શાસ્ત્રી તો શુદ્ધ છે.' આમ કહી કોઠારી તો તરત ઊઠી ગયા.

તે પછી સાધુઓ એકબીજા પર આક્ષેપ કરી અંદરઅંદર ઝઘડ્યા. સ્વામીશ્રીનાં વચનો સાચાં પડ્યાં અને કંઈ ઉપાધિ થઈ નહીં.

## 27. વિરોધનો વંટોળ

હવે પછીની વચનામૃતની કથા સ્વામીશ્રીએ વરતાલમાં જ રાખી. આ પ્રસંગે આખા ગુજરાતમાંથી હરિભક્તો આવ્યા. વરતાલના ઘણા સાધુઓ અને કોઠારી ગોરધનભાઈ પણ સ્વામીશ્રીની વાતો સાંભળવા આવતા.

એક દિવસ કોઠારી ખુશાલ ભગતે ગોરધનભાઈને કહ્યું: 'તમે પણ બંડિયા[2] (શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી) સાથે શા માટે ભળો છો?' સ્વામીશ્રીનો ખુલ્લો પક્ષ કોઠારી રાખતા તે કોઈને રુચતું નહીં.

કોઠારીએ તો તરત જ જવાબ આપ્યો: 'વરતાલના બે હજાર સાધુઓમાં શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી જેવો સર્વ પ્રકારે ધન, સ્ત્રીનો ત્યાગી મેં હજુ સુધી કોઈ દીઠો નથી. તેની વાતો મને સાકરના કટકા જેવી મીઠી લાગે છે. તેથી હું અહીં આવું છું.'

---

2. બંડિયા - અક્ષરપુરુષોત્તમની શુદ્ધ ઉપાસનાનું બંડ જગાવનાર.

આ સાંભળી ખુશાલ ભગતે તો ચાલવા જ માંડ્યું.

સ્વામીશ્રીએ પોતાનું આસન ગોરધનભાઈ કોઠારીના આસન પાસે જ રાખ્યું હતું. અને વળી સ્વામીશ્રીની પાછળ પાછળ મોટેરા હરિભક્તો હોય જ, તેથી સ્વામીશ્રીને કોઈ કંઈ કરી શક્યું નહીં. સ્વામીશ્રીને વિષે હેતવાળા હરિભક્તો રસોઈ આપે અને સેવા કરે, તેથી હરિભક્તોને પણ કાંઈ કહેવાય નહીં. આથી, સાધુઓ મનમાં ઘણા ધૂંધવાયા.

આચાર્ય લક્ષ્મીપ્રસાદ નાની ઉંમરના અને રજોગુણી હતા. ગોરધનભાઈ કોઠારીની સૂચનાથી સ્વામીશ્રીએ તેમને સારું વર્તન રાખવા ઉપદેશ આપ્યો હતો તે તેમને ગમ્યો ન હતો. તેથી તેમને પણ સ્વામીશ્રી પ્રત્યે અસદ્ભાવ થયો હતો. આથી, સ્વામીશ્રી પ્રત્યે સાધુઓનાં ગેરવર્તન બાબત આચાર્ય કાંઈ કહેતા નહીં.

સાધુઓ તો સ્વામીશ્રીની કથામાં વિક્ષેપ કેમ પડે તે યુક્તિઓ શોધવા લાગ્યા. કેટલાકે તો હરિભક્તોની સભા આગળ મરચાંની ધૂણી કરી, આથી સૌને ઊઠી જવું પડે. ત્યાંથી હરિભક્તો બીજે બેસે તો ત્યાં સભા આગળ જ પાણીનું ભરેલું માટલું લાવી ઢોળે, જેથી સભા વીખરાઈ જાય. પણ સ્વામીશ્રી કે હરિભક્તો ડગતા નહીં.



'વરતાલના બે હજાર સાધુઓમાં શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી જેવો સર્વ પ્રકારે ધન, સ્ત્રીનો ત્યાગી મેં હજુ સુધી કોઈ દીઠો નથી.'

- કોઠારી ગોરધનભાઈ

# 28. વિષમ દેશકાળ

'આવો જબ્બર વિરોધ સ્વામીશ્રી પ્રત્યે હોય, તેઓ વરતાલમાં રહે તે જ જેમને પસંદ ન હોય, તેમને જોતાં જ રોષનો અગ્નિ ભભૂકતો હોય, એવા સંજોગોમાં સ્વામીશ્રીને વરતાલ કેમ રહેવા દેવાય?' સૌ હરિભક્તોએ મળીને નક્કી કર્યું કે 'ઉપાધિ થાય તો સ્વામીશ્રીને લઈને વરતાલથી બહાર નીકળી જવું. સ્વામીશ્રીના માટે વરતાલ વધુ રહેવું હિતકર નથી. દ્વેષના માર્યા સાધુઓ જરૂર કંઈ અઘટિત કરશે.' તેમ સૌને થયું.

આથી, સંવત 1962ની કાર્તિકી પૂનમના સમૈયે સ્વામીશ્રીના હેતવાળા બધા જ હરિભક્તો વરતાલ આવ્યા હતા. તેઓ સ્વામીશ્રીથી ઘડી પણ છૂટા પડતા નહીં. આથી, સ્વામીશ્રીનો ઘાટ ઘડવાનો સંકલ્પ કરી બેઠેલાઓનો લાગ ફાવ્યો નહીં. તેઓ વધુ ખિજાયા.

હરિભક્તોએ સ્વામીશ્રીને વિનંતી કરી કે 'તમે ભંડારે જમવા જશો નહીં.'

સ્વામીશ્રીએ ભારપૂર્વક કહ્યું: 'સાધુને તો હંમેશાં ભંડારે જમવું જોઈએ. આસને નોખું જમાય જ નહીં.'

હરિભક્તોની વિનવણી તેમણે માની જ નહીં. બારશનાં પારણાંની ખીચડી જમવા તેઓ ભંડારમાં પધાર્યા. હરિભક્તો ચિંતાતુર બની બહાર ઊભા રહ્યા.

સ્વામીશ્રીના પત્તરમાં ખીચડી પીરસાઈ. તેમાં તો કાતિલ ઝેરની તીવ્ર વાસ આવતી હતી. સ્વામીશ્રી તો સમજી ગયા, પણ પ્રસાદીનો અનાદર કેમ થાય? તેથી થોડું જમીને ઊઠી ગયા.

બહાર આવતાં જ સ્વામીશ્રીને લથડિયું આવ્યું. બે હરિભક્તો હાથ પકડી તેમને આસને લાવ્યા. તેમનું ગળું બળવા લાગ્યું. હરિભક્તોએ ઘી લાવી પાયું.

સ્વામીશ્રીએ કહ્યું: ‘મને કંઈ જ થશે નહીં. તમે કંઈ ચિંતા કરશો નહીં.’

‘યજ્ઞપુરુષદાસને તો કંઈ થયું જ નહીં. એ તો ઝેર પણ પચાવી ગયા. હવે બીજો પેંતરો રચવો પડશે, જેથી હવે તો તે બચવા જ ના પામે.’

આસુરી ભાવવાળાઓએ નવી યોજના ઘડી કાઢી: ‘હવે જો શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ જમવા આવે, તો ધક્કો મારીને મોટા ચૂલામાં જ ફેંકી દેવા, જેથી બળીને ભસ્મ થઈ જાય અને ‘સાલ’ જાય.’

કૌરવોએ લાક્ષાગૃહમાં પાંડવોને સળગાવી દેવાનો પ્રપંચ કર્યો પણ પાંડવોની ભગવાને રક્ષા કરી; તેમ આ પ્રપંચ પણ એળે ગયો.

સ્વામીશ્રી ભંડારે જમવા ગયા. પાછળ પંદરેક શૂરવીર હરિભક્તો હતા. તેમની હાજરીમાં તો કંઈ થઈ શકે નહીં, તેથી સાધુઓએ તેમને કહ્યું: ‘તમે અહીંથી ચાલ્યા જાઓ.’

હરિભક્તો કહે: ‘જ્યાં સુધી શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજી જમીને બહાર નહીં આવે, ત્યાં સુધી અમે તસુ પણ ખસીશું નહીં.’

સાધુઓ હરિભક્તોને ધક્કા મારીને ખસેડવા મંડ્યા.

આ ધક્કામુક્કીનો લાભ લઈ પાછળ ઊભેલા પાંચેક હરિભક્તો ભંડારમાં દાખલ થઈ સ્વામીશ્રીને ઊંચકીને બહાર નીકળી ગયા. કોઈનેય ખબર રહી નહીં અને થોડો વખત ધમસાણ ચાલ્યું. પછી જ સૌને ખ્યાલ આવ્યો કે યજ્ઞપુરુષદાસ ક્યારનાય ચાલ્યા ગયા છે અને આપણે તો ધિંગાણું અમથું કરી રહ્યા છીએ.

## 29. ‘મંદિર અને સત્સંગથી જુદા નથી’

સ્વામીશ્રીના હેતવાળા હરિભક્તો હવે ચેતી ગયા. સૌ વિચારણા કરવા મળ્યા કે ‘હવે શું કરવું?’ સૌએ નક્કી કર્યું કે ‘રુંદેલનું મંદિર પૂરું કરવા સ્વામીશ્રીના મંડળની માગણી કરવી.’

આથી, સૌ કોઠારી ગોરધનભાઈ પાસે ગયા. તેમણે સૌને આચાર્ય મહારાજ પાસે મોકલ્યા. આમ, ચાર વખત અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં ગયા પણ કંઈ ચોક્કસ જવાબ મળ્યો નહીં.

છેવટે ગોરધનભાઈએ કહ્યું: 'આચાર્ય પાસે દબાણ કરીને માગણી કરો અને આ વખતે શાસ્ત્રીને મૂકીને જશો નહીં તે ખાસ ભલામણ છે.'

આ સાંભળી સૌનો ભય સાચો પડ્યો અને સૌને હવે લાગ્યું કે 'સ્વામીશ્રીને વરતાલ રાખવામાં સાર નથી. તેથી વરતાલથી નીકળી જ જવું.' તેમ નક્કી કર્યું.

સૌએ સ્વામીશ્રીને બધી હકીકત કહી, પણ તેઓ તો એવા જ અડગ હતા. તેમણે કહ્યું: 'દેહ પડે તો ભલે પણ છૂટા પડવાની વાત જ કરશો નહીં. અને ભગતજી મહારાજે મને કહ્યું છે કે તમારા કટકા કરી નાખશે તો હું સાંધી દઈશ; પણ વરતાલનો દરવાજો છોડશો નહીં.'

સ્વામીશ્રીના આ શબ્દોથી સૌ વધુ મૂંઝાયા.

પૂનમને દિવસે સવારમાં શ્રીકૃષ્ણજી અદા આવ્યા. તેમણે બધી વાત સાંભળી. સ્વામીશ્રીને એકાંતમાં લઈ જઈ વાતચીત કરી. સ્વામીશ્રીએ તેમને પણ ભગતજી મહારાજે કહી હતી એ જ વાત કરી.

અદાશ્રી કહે: 'તમે કહો છો તે સાચું, પણ શ્રીજીમહારાજે શિક્ષાપત્રીમાં દેશકાળ અનુસાર વર્તવાની આજ્ઞા કરી છે. માટે આપે અહીં રહેવું જ નહીં.'



અદાશ્રીની વાત સાંભળી સ્વામીશ્રી વિચારી રહ્યા. ગુણાતીતાનંદ સ્વામીના મહાકૃપાપાત્ર અને અક્ષરધામના આવા મુક્ત આવી આજ્ઞા કરે માટે મહારાજની પણ એવી જ ઇચ્છા જણાય છે - એમ વિચારી સ્વામીશ્રીએ હાથ જોડી અદાશ્રીને કહ્યું: 'આપ બોલ્યા તે સાક્ષાત્ ભગતજી મહારાજ બોલ્યા તેમ હું જાણું છું. માટે આપની ઇચ્છા પ્રમાણે કરીશ.'

આ સાંભળી અદા રાજી થયા અને સ્વામીશ્રીને આશીર્વાદ આપ્યા. હરિભક્તોને પણ નિરાંત થઈ.

સમૈયો પૂરો થયા પછી સ્વામીશ્રીના હેતવાળા તમામ હરિભક્તો આચાર્ય મહારાજ પાસે ગયા અને સ્વામીશ્રીના મંડળને બોચાસણ મોકલવા માગણી કરી.

લક્ષ્મીપ્રસાદજીએ તો ગુસ્સે થઈ કહ્યું: 'એને કોણ ચિઠ્ઠી આપે? બધો દેશ પડ્યો છે, જ્યાં જવું હોય ત્યાં જાય.'

આવા આકરા શબ્દો સાંભળી હરિભક્તો ખૂબ જ દુઃખી થયા. હવે તો સ્વામીશ્રીએ નીકળવું જ જોઈએ એમ સૌને લાગ્યું. સ્વામીશ્રીને આસને આવી, બધી વાત કરી.

થોડી વાર વિચારી સ્વામીશ્રી બોલ્યા: 'આપણે મંદિર અને સત્સંગથી જુદું પડવું નથી, પણ કદાચ મહારાજની મરજી હોય તો બહાર નીકળવું પડે.'

એ પછી પુરુષોત્તમદાસ સ્વામીને ત્યાં રોકાવા આજ્ઞા કરીને કહ્યું: 'કદાચ આપણા મંડળને ચિઠ્ઠી મળે તો લઈને આવજો ને ન મળે તો એમ ને એમ આવીને અમને મળજો.'

## 30. અજાતશત્રુ

સ્વામીશ્રી તો જાણતા જ હતા કે શ્રીજીમહારાજની ઇચ્છાથી જ આવા સંજોગો ઉત્પન્ન થયા છે. અક્ષર અને પુરુષોત્તમની શુદ્ધ ઉપાસના પ્રવર્તાવવાનું કાર્ય તેમણે કર્યું, તેથી જ આ ઉપાધિ થઈ છે. એટલે તેમને અંતરમાં દુઃખ ન હતું. દુઃખ એક જ વાતનું હતું કે 'શ્રીજીમહારાજના મહાપ્રસાદીના આ દિવ્ય સ્થાનમાં પણ શ્રીજીની શુદ્ધ ઉપાસનાની વાત થઈ શકતી ન હતી.'

સ્વામીશ્રી પાંચ સંતો સાથે મંદિરમાં હરિકૃષ્ણ મહારાજની મૂર્તિ આગળ આવ્યા અને હરિકૃષ્ણ મહારાજને પ્રાર્થના કરી:



'હે મહારાજ! અમારે તો જુદા પડવાનો સંકલ્પ જ નથી, પણ જો આપ અમને અહીંથી જુદા પાડતા હો, તો આપ અમારી સહાયમાં રહેજો અને અખંડ ભેગા રહેજો.'

આમ કહી, સ્વામીશ્રી હનુમાનવાળા દરવાજેથી પાંચ સંતો અને દોઢસો જેટલા હરિભક્તો સાથે બહાર નીકળ્યા. વરતાલની શોભા જેવા આવા મહાન સંત જવાથી વરતાલ જાણે સૂનું પડી ગયું!

ગોમતી તળાવને રસ્તે ગામના પોલીસ પટેલ કિશોરભાઈ મળ્યા. તેમણે જાણ્યું કે સ્વામીશ્રીને વરતાલથી બહાર નીકળવું પડ્યું

છે; એટલે તે દોડતાં મંદિર તરફ ગયા. ત્યાં સ્વામીશ્રીને પ્રણામ કરીને કહ્યું: ‘સ્વામી! તમને જે જે ઉપાધિ કરતા હોય તેનાં નામ આપો. તો હું તેમને નડિયાદની જેલ ભેગા કરી દઉં.’

સ્વામીશ્રીએ કહ્યું: ‘આપણે એવું કંઈ કરવું નથી. આપણે તો સાધુના ધર્મ પ્રમાણે અપમાનો સહન કરીને પણ સત્સંગ કરાવવો છે.’



કિશોરભાઈ આ સાંભળીને સ્વામીશ્રીની સાધુતા પર નમી પડ્યા અને તેમને માટે ગાડું મંગાવી, તેમાં બેસીને જવા વિનંતી કરી. સ્વામીશ્રીએ તેમનો પ્રેમ જોઈ વિનંતી સ્વીકારી.

વરતાલમાં ખબર પડતી ગઈ તેમ તેમ હરિભક્તોનાં ટોળેટોળાં હાર લઈ સ્વામીશ્રીને મળવા આવ્યાં. થોડી વારમાં હારનો ઢગલો થઈ ગયો.

પછી સ્વામીશ્રી ત્યાંથી નીકળ્યા. સામે ગાય મળી. તે જોઈ સ્વામીશ્રી બોલ્યા: 'શુકન સારાં થાય છે.'

સૌને વિદાય આપતાં સ્વામીશ્રીએ કહ્યું કે 'તમો વરતાલમાં ઠાકોરજીને જે જે ધર્માદો, રસોઈ આપતા હો, પૂનમ કરતા હો તે બધુંય ચાલુ રાખજો. મંદિર અને ઠાકોરજી આપણા છે. આપણે તેમનાથી જુદા પડતા નથી.'

સ્વામીશ્રી કરમસદ આવ્યા. ત્યાંથી બોચાસણ પધાર્યા.

સ્વામીશ્રી સાથે પાંચ જ સાધુ હતા, પણ તે બધા જ શૂરવીર અને સ્વામીશ્રીને માટે માથું આપે તેવા હતા. દેહનાં સુખને કે માન-અપમાનને ગણકારે તેવા ન હતા. તે સૌએ સ્વામીશ્રીને માટે ઘણી ઉપાધિઓ સહન કરી હતી. કોઈને માથે ધગધગતી ચૂલાની રાખ નાખવામાં આવી હતી. તો કોઈને મોટો સોયો ઘોંચવામાં આવ્યો હતો. આમ છતાં કોઈનેય તેમણે નહોતી ફરિયાદ કરી કે નહોતા ઝાંખા પાડ્યા. તેમજ કોઈની સાથે ઝઘડ્યા પણ ન હતા. તેમણે તો કેવળ સહન જ કર્યું હતું. આવા સંતોના પ્રેમભર્યા સાથથી સ્વામીશ્રીના કાર્યને ઘણો જ વેગ મળ્યો હતો.

## 31. શુદ્ધ ઉપાસનાનાં મંદિરો

સંવત 1962ના ફાગણ સુદ પૂનમનો સમૈયો આણંદમાં ઊજવવાનું નક્કી થયું. હજુ પણ વિરોધીઓનો વિરોધ શમ્યો ન હતો. આ સમૈયો ન ભરાય તે માટે તેમણે ઘણી મથામણ કરી, હરિભક્તોને સમજાવવા ઘણા પ્રયત્નો કર્યા, પણ બધા વ્યર્થ.

સમૈયામાં આઠસો જેટલા હરિભક્તો આવ્યા હતા. સૌએ સ્વામીશ્રીને જુદું મંદિર કરવા વિનંતી કરી. સ્વામીશ્રી કહે: 'વરતાલ સાથે કદાચ સમાધાન થાય, માટે હમણાં મંદિર ન કરવું.' આમ છતાં હરિભક્તોએ ખૂબ આગ્રહ કર્યો અને મંદિર માટે સેવા નોંધવાનું શરૂ કર્યું. જોતજોતાંમાં ચાલીસ હજાર રૂપિયા લખાઈ ગયા. સ્વામીશ્રીએ કહ્યું: 'હવે સેવા લખાવવાનું બંધ કરો. પછી ખૂટશે તો સેવા લઈશું.'

સેવા તો લખાઈ ગઈ, પણ મંદિર ક્યાં કરવું? સૌએ પોતાના ગામમાં મંદિર કરવા આમંત્રણ આપ્યું, પણ સ્વામીશ્રીએ તો બોચાસણ પર પોતાની પસંદગી ઉતારી. 'શ્રીજીમહારાજે કાશીદાસ મોટાને આ ગામમાં મંદિર કરવા કોલ આપ્યો છે, તેથી મહારાજની મરજી મુજબ અહીં જ મંદિર કરવું.' એમ સ્વામીશ્રીએ કહ્યું. સૌએ તે માન્ય રાખ્યું અને થોડા જ વખતમાં બોચાસણ મંદિર માટે જમીન પણ લઈ લીધી.

સ્વામીશ્રી આણંદ પધાર્યા ત્યારે જ જગદ્‌ગુરુ શંકરાચાર્ય માધવતીર્થ પણ ત્યાં આવ્યા હતા. 'શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ જેવા વિદ્વાન પોતાનામાં ભળે તો વરતાલવાળાઓને શાસ્ત્રાર્થમાં હરાવી શકાય,' તેવા વિચારથી તેમણે સ્વામીશ્રીને મળવાની ઇચ્છા બતાવી. સ્વામીશ્રી તેમનો આશય સમજી ગયા અને કહેવરાવ્યું કે 'અમે અને વરતાલવાળા એક જ છીએ.'

માધવતીર્થનો હેતુ પાર ન પડ્યો, પરંતુ તેમને શાસ્ત્રીજી મહારાજની વરતાલ પ્રત્યેની લાગણી માટે ઘણું જ માન થયું. તેઓ બોલ્યા: 'આખા સંપ્રદાયમાં વિદ્વત્તા અને સાધુતા બન્નેમાં શાસ્ત્રી યજ્ઞપુરુષદાસનો જોટો નથી.'

# 32. કથીરમાંથી હીરો

બોચાસણ ગામના મુખી હીરાભાઈ, કાશીદાસ મોટાના વંશના હતા. પણ તે ઘણા જ માથાભારે અને બોચાસણમાં જ નહીં પણ આખા ચરોતર જિલ્લામાં ત્રાસદાયક હતા. ચોરી, લૂંટફાટ, ખૂન વગેરે ઘણાં પાપો કરતાં તે જરા પણ અચકાતા નહીં. તેમની વિરુદ્ધ જો કોઈ ફરિયાદ કરે કે સાક્ષી આપે તો તેનું આવી જ બન્યું સમજો. એ હતો - ન હતો થઈ જાય. આખો ચરોતર જિલ્લો તેના નામથી થરથર કંપતો. પોલીસોની પણ હિંમત નહોતી કે તેને હાથ અડાડે.

આ હીરાભાઈએ સ્વામીશ્રીને મંદિરમાં રસોઈ આપી. સ્વામીશ્રીએ તેમની રસોઈ લીધી. સૌ સંતોને જમાડ્યા પણ પોતે જમવાની ના કહી. હીરાભાઈ આવ્યા. સ્વામીશ્રીએ તેમને કહ્યું: ‘તમે વર્તમાન ધરાવી સત્સંગી થાઓ તો અમે જમીએ.’ એવી શરત મૂકી.

સ્વામીશ્રીની આંખ સામે જોતાં જ હીરાભાઈમાં પરિવર્તન થઈ ગયું. તેણે બધાં જ પાપ અને કુકર્મ મૂકી સત્સંગી થવાનું નક્કી કર્યું. તરત જ તેમણે સ્વામીશ્રી પાસેથી વર્તમાન લીધા. સ્વામીશ્રીના આ કાર્યથી આખા ગુજરાતમાં સૌ વિસ્મય પામ્યા. ‘હીરાભાઈ જેવાને સત્સંગી કરનાર આ સ્વામી ખરેખર કોઈ મહાન વિભૂતિ છે’ - તેમ સૌને સમજાયું.

ગોરધનભાઈ કોઠારીએ આ સમાચાર જ્યારે સાંભળ્યા ત્યારે તેમણે કહ્યું: ‘હીરાભાઈને સત્સંગી કરનાર શાસ્ત્રી યજ્ઞપુરુષદાસને જો ભગવત્પ્રસાદજી મહારાજ હોત તો સત્સંગમાં મોટેરા સ્થાપી, બે જોડ ચરણારવિંદ આપી, ઘણું સન્માન કરત; પણ આજના તો તેમને કાઢવા બેઠા છે.’

હીરાભાઈને પણ આ સાંભળી સ્વામીશ્રીનો મહિમા સમજાયો.

## ૩૩. ગુણાતીતની આણ

બોચાસણમાં હીરાભાઈ જેવા સત્સંગી થયા તેથી વિરોધીઓ વધુ ખિજાયા. ત્રણ હથિયારબંધ પાળાઓ ઊંટ પર બેસીને સ્વામીશ્રીને મારવા નીકળ્યા. સ્વામીશ્રી તો સવારે જ બોચાસણથી નીકળી ગયા હતા. તેથી ચિંતા ન હતી. પણ, 'આ પાળાઓને પાઠ ભણાવ્યો હોય તો ફરી આવી હિંમત ન કરે' - એમ વિચારી હીરાભાઈએ ત્રણ પાળાઓને રોક્યા. ઊંટને જોરથી સોટી મારી તેથી પાળાઓ તો ડરના માર્યા ઊંટને દોડાવીને ભાગ્યા.

આ લાગ ફાવ્યો નહીં તેથી વળી પાછા છ-સાત દિવસ પછી વધુ તૈયારી કરી આ પાળાઓ નીકળ્યા. સ્વામીશ્રી સાધી ગામમાં હતા. લક્ષ્મીપ્રસાદ આચાર્યનો ઉતારો ત્યાંથી બે ગાઉ દૂર રણુ ગામે હતો. 'સ્વામીશ્રી સાધીમાં છે' એ ખબર પડતાં જ પાળાઓ સાધી તરફ આવવા નીકળ્યા. સ્વામીશ્રીએ સવારે ઓચિંતા જ આશાભાઈને કહ્યું: 'અમારે પાદરા જવું છે, તો હમણાં ડમણિયું જોડી લાવો.'

આશાભાઈએ આગ્રહ કર્યો કે 'સ્વામી! જમીને જાઓ તો સારું.'

સ્વામીશ્રી કહે: 'બીજા સાધુઓને જમાડજો. અમે તો પાદરા જઈને જમીશું.' ત્યાંથી નીકળી સ્વામીશ્રી પાદરાને બદલે સેજાકૂવા પધાર્યા.

પાળાઓ સાધી આવ્યા ત્યારે તેમને આ રીતે આવેલા જોઈ મહીજી દાદા તો ખૂબ ખિજાયા. તેમણે પાળાઓને ગાળો દીધી અને ધમકાવ્યા. એટલી વારમાં તો ગામની ભાગોળે જઈ, કોઈએ તેમણે બાંધેલાં ઊંટની દોરી છોડી, ઊંટને તગડી મૂક્યાં. પણ મંદિરના કોઠારીએ કહી દીધું કે 'શાસ્ત્રી તો પાદરા ગયા છે.' આથી, તેઓએ પાદરાનો રસ્તો લીધો.

અહીં હરિભક્તોને ચિંતા થઈ કે 'હવે શું થશે? આ લોકો તો પાદરા પહોંચશે અને સ્વામીશ્રીને મારશે તો?' પણ સ્વામીશ્રીની ચિંતા તો શ્રીજી- મહારાજ અને ગુણાતીતાનંદ સ્વામી અખંડ કરતા હતા.

આ જ વખતે કાઠિયાવાડમાં આવેલા ગામ મોટા ગોખરવાળામાં હરિભક્ત અરજણભાઈને ગુણાતીતાનંદ સ્વામીએ દર્શન આપ્યાં. સ્વામી તેમને ઘેર પધાર્યા. ધોતિયાનો કચ્છ વાળ્યો હતો. અરજણભાઈએ તો ઊઠીને સ્વામીને દંડવત્ કર્યા અને ઘરમાં પધારવા વિનંતી કરી.

સ્વામીએ કહ્યું: 'આ ટાણે અવાય એવું નથી. મારા ભક્તને ગુજરાતમાં ઉપાધિ આવી છે, તેથી તેમની રક્ષા કરવા જાઉં છું.' એમ કહી સ્વામી તો અદૃશ્ય થઈ ગયા!



પાળા પાદરા પહોંચ્યા. અહીં સ્વામીશ્રીને ન જોયા એટલે નિરાશ થઈને ભૂખ્યા ને તરસ્યા પાછા સાધી આવવા નીકળ્યા.

સાધી આગળ આવ્યા ત્યાં સામેથી ભેંસનું મોટું ટોળું આવતું હતું. ઊંટને જોઈને ભેંસો ભડકી ને આમ-તેમ દોડવા લાગી. ટોળામાંની કેટલીક ભેંસો ઊંટ સાથે ભટકાઈ તેથી ઉપર બેઠેલા પાળાઓ પડી ગયા અને તેમને સખત વાગ્યું. અંતે ગામમાંથી ગાડું ભાડે કરી પાળાઓ રણુ ભેગા થયા. આમ, સ્વામીશ્રીની શ્રીજીમહારાજે રક્ષા કરી.

## 34. બોચાસણમાં પ્રથમ અક્ષરપુરુષોત્તમ મંદિર

વિરોધીઓની ઉપાધિ છતાં બોચાસણ મંદિરનું ખાતમુહૂર્ત નિર્વિઘ્ને થયું. પછી મંદિરના પાયા ખોદવાનું કામ ચાલુ કર્યું. સ્વામીશ્રી પોતે પણ આ સેવામાં જોડાયા. તમામ સંતો અને હરિભક્તો અતિ અપાર ઉત્સાહથી સેવા કરવા મંડી પડ્યા. હરિભક્તોએ મંદિરની સેવા માટે છ-છ મહિના સુધી પોતાની ખેતી ખોટી કરીને પોતાનાં બળદ, ગાડાં વગેરે આપ્યાં હતાં.

એક દિવસ પાયા ખોદતાં લક્ષ્મીના ચરુ નીકળ્યા. હરિભક્તો ચરુ લઈ સ્વામીશ્રી પાસે આવ્યા. સ્વામીશ્રી તો અતિ નિઃસ્પૃહી. તેમણે તરત જ કહ્યું: 'આપણે અહીં લક્ષ્મીજીની મૂર્તિ પધરાવીશું એટલે એ આખા બ્રહ્માંડની લક્ષ્મી લાવશે. માટે આ લક્ષ્મીને દટાયેલી જ રહેવા દ્યો.'

આમ કહી, સ્વામીશ્રીએ ચરુ પાછા દટાવી દીધા. સિદ્ધિઓને પાછી ઠેલી. સ્વામીશ્રી બોચાસણ મંદિરનું કામ, હરિભક્તોની સેવા અને શ્રીજીના આશ્રય ઉપર નિર્ભર રહીને કરતા હતા.

વિરોધીઓએ હવે રૂપિયા પાંચ હજારની લાંચ આપી હીરાભાઈને ફોડવા ગોઠવણ કરી; પણ હીરાભાઈ ક્યારનાય જિતાઈ

ગયા હતા. તેમણે તો સ્પષ્ટ સુણાવી દીધું કે 'મારા ગામમાં મંદિર થાય તેમાં મારી શોભા છે અને સ્વામીએ મને જીવતદાન આપી સાચો માણસ બનાવ્યો તેથી સ્વામી તો મારા ગુરુ છે. તે જે કામમાં વાપરવા કહેશે તે કામમાં આ રકમ હું વાપરીશ. કબૂલ હોય તો આપો. સ્વામીની વિરુદ્ધ પડવા લાંચ લઉં એવો હું ગુરુદ્રોહી નથી.'

આ સાંભળી સૌ અવાક્ થઈ ગયા. ઉપરાંત, તેમણે ધમકી પણ આપી કે 'જો બોચાસણના મંદિરમાં કોઈ વિઘ્ન નાખશે તો હું તેની ખબર લઈ લઈશ. શૂરવીર હો તો આવજો.' તેમનો આવો પડકાર સાંભળી વિરોધીઓની રહી-સહી હિંમત પણ તૂટી ગઈ.



સંવત 1963ના વૈશાખ વદ દશમનો પ્રતિષ્ઠાનો દિવસ નજીક આવતો ગયો. સૌનો ઉત્સાહ માતો ન હતો. આ બ્રહ્માંડમાં સ્વામીશ્રી જેવા પરમ એકાંતિક સંતના શુભ હાથે અક્ષર અને પુરુષોત્તમ દેવની મૂર્તિઓ પધરાવવાની હતી. સમૈયાની જોરદાર તૈયારીઓ ચાલી રહી હતી. હીરાભાઈએ સાવચેતીરૂપે બે હજાર ધારાળા સેવકોને ચારે બાજુ ગોઠવી દીધા હતા, જેથી કોઈ કંઈ વિઘ્ન કરવાની હિંમત ન કરે.'

યજ્ઞવિધિ પછી શ્રીજીમહારાજની મૂર્તિ ઉપાડી મંદિરના મધ્ય ખંડમાં પધરાવી. ત્યારપછી ગુણાતીતાનંદ સ્વામીની મૂર્તિ ઊંચકવા સૌ ગયા પણ આ શું? સ્વામીની મૂર્તિ તો ખસતી જ ન હતી! સ્વામીની મૂર્તિ તો મહારાજની મૂર્તિ કરતાં વજનમાં પણ થોડી હલકી હતી, છતાં કેમ જરાય ખસતી ન હતી? સ્વામી પરીક્ષા લે છે કે શું?

સૌ થાકી ગયા. સ્વામીશ્રી પાસે આવીને વાત કરી. તેઓ તરત જ યજ્ઞશાળામાં આવ્યા અને ગુણાતીતાનંદ સ્વામીની મૂર્તિ આગળ પ્રાર્થના કરતાં બોલ્યાઃ 'હે સ્વામી! તમારે માટે તો અમે વરતાલથી નીકળ્યા અને અપમાન, તિરસ્કાર સહન કર્યાં. તો હવે દયા કરીને મંદિરમાં વિરાજો.'

આમ કહી સ્વામીશ્રીએ તો ટાંકણું મૂર્તિ નીચે ભરાવ્યું કે તરત જ મૂર્તિ ઊંચી થઈ અને ઊંચકાઈ ગઈ. સૌએ તે મૂર્તિ મધ્ય મંદિરમાં શ્રીજીમહારાજની મૂર્તિની બાજુમાં પધરાવી દીધી. સ્વામીશ્રીના શુભ હસ્તે પ્રાણપ્રતિષ્ઠા થઈ. બધે જય જયકાર થઈ ગયો.

આ રીતે શ્રીજીમહારાજે કાશીદાસને બોચાસણમાં મંદિર કરવાનો કોલ આપ્યો હતો તે સ્વામીશ્રી દ્વારા પૂરો કર્યો. અક્ષર અને પુરુષોત્તમની શુદ્ધ ઉપાસના મૂર્તિમાન બની.



## 35. શેષનાગને માથે ખીલી

સ્વામીશ્રીને બોચાસણ મંદિરનો દરવાજો કરવા થોડી જમીનની જરૂર હતી. ત્યાં રસ્તો હોવાથી ગામલોકો માનતા ન હતા. સ્વામીશ્રીને કોઈ પણ રીતે જમીન જોઈતી હતી. તેમને ના કહેવા ગામલોકોએ એક બેચર કીસા નામના માથાભારે માણસને મોકલ્યો. આવતાંની સાથે જ તે તો જેમતેમ બોલવા લાગ્યો, પરંતુ સ્વામીશ્રીએ તેને

શાંતિથી કહ્યું: 'મંદિરના કામ માટે અમારે જમીન જોઈએ છે, તે તમારે આપવી જ જોઈએ.'

આમ કહી સ્વામીશ્રીએ તેના તરફ એક નજર ફેંકી, એટલામાં તો બેચર કીસાનું અંતઃકરણ ફરી ગયું! તેણે કહ્યું: 'તમારે કેટલી જમીન જોઈએ છે? લાવો, માપી દઉં.'

સ્વામીશ્રીએ દંડો આપ્યો. તેણે ચાર દંડા જમીન માપી. પછી સ્વામીશ્રી કહે: 'બે દંડા અમારા વતી ભરો.' તેણે બીજા દંડા પણ માપી આપ્યા. આમ, છેક દરવાજાનો પાયો ખોદવાનો હતો ત્યાં સુધીની જમીન મળી ગઈ.

સ્વામીશ્રીએ તરત તેના પર ખૂંટીઓ મરાવી દીધી, પણ ધનજી મતાદારથી આ સહેવાયું નહીં. સ્વામીશ્રીએ કહ્યું: 'મતાદાર! આ ખીલી શેષનાગને માથે છે, માટે કાઢશો નહીં.' તોપણ તેણે કાઢી. ખૂંટીની અણી પર લોહી જોઈ તે ગભરાયો. તરત જ ખૂંટી મૂકી દીધી.

બેચર કીસા સ્વામીશ્રીનો આ પ્રતાપ જોઈ તેમનાં ચરણમાં નમી પડ્યો અને માફી માગી. દયાળુ સ્વામીશ્રીએ તેને માફ કર્યો અને હંમેશાં મંદિરના કામમાં સહાય કરવા આજ્ઞા કરી.

આખા ગુજરાતમાંથી મુમુક્ષુઓ હવે બોચાસણમાં આવવા લાગ્યા. વરતાલમાં વિરોધની બીકે જે જ્ઞાન ખૂણે ખૂણે ચર્ચાતું તે હવે ગુજરાતના મધ્યમાં, ચરોતરમાં ગાજવા લાગ્યું. સૌ નિર્ભય બની અક્ષરપુરુષોત્તમની જય બોલવા લાગ્યા, વાતો કરવા લાગ્યા, મહિમા ગાવા લાગ્યા.

જૂનાગઢના સદ્‌ગુરુ બાલમુકુંદ સ્વામીએ વરતાલમાં કહ્યું: 'અક્ષર અને પુરુષોત્તમની મૂર્તિઓ પધરાવીને શાસ્ત્રી યજ્ઞપુરુષદાસજીએ સંપ્રદાયમાં ઉપાસનાની શુદ્ધિ કરી છે. આજ સુધી સૌ, દેવો અને અવતારોની ઉપાસના કરતા હતા, હવે

શ્રીજીમહારાજની તેમના ભક્ત સહિતની શુદ્ધ ઉપાસનાની સ્થાપના થઈ ગઈ છે. આ રીતે ઉપાસના-માર્ગ ચોખ્ખો બન્યો છે.'

રાજકોટના મુક્તરાજ કૃષ્ણજી અદા પણ સૌને કહેતા કે 'શુદ્ધ જ્ઞાન છડેચોક કહેલું જોવા જવું હોય તો બોચાસણ જાઓ. શાસ્ત્રી યજ્ઞપુરુષદાસે આખા સંપ્રદાયની ભારે સેવા કરી છે.'

## 36. સારંગપુરની શોભા

સ્વામીશ્રીએ બોચાસણમાં જોતજોતાંમાં મંદિર કરી દીધું. ગઢડાના ભીમજીભાઈને તો પહેલેથી જ સ્વામીશ્રી પ્રત્યે દ્વેષ હતો. તેમણે વરતાલમાં કોઠારી ગોરધનભાઈ ઉપર પત્ર લખ્યો કે 'ગુજરાતના દાળભાતખાઉં તમારા જેવા વાણિયાની નજર સામે યજ્ઞપુરુષદાસે ગુજરાતમાં મંદિર કર્યું, પણ જો સાબરમતીની આ બાજુ એટલે કાઠિયાવાડમાં કરી જુએ તો ખબર પડે.'

તેમને ક્યાં ખબર હતી કે મંદિરો તો સ્વામીશ્રીમાં રહીને શ્રીજીમહારાજ કરતા હતા. સ્વામીશ્રી પણ તેમને માત કરવા નહીં, પણ શ્રીજીમહારાજના કોલ પૂરા કરવા મંદિરો કરતા હતા.

સારંગપુરના હરિભક્તોના આગ્રહથી સ્વામીશ્રી સારંગપુર પધાર્યા. અહીંના હરિભક્તોને તો સ્વામીશ્રી પ્રાણથી પ્યારા હતા.

એક દિવસ સ્વામીશ્રી શ્રીજીમહારાજના પ્રસાદીના મોટા કુંડે નાહવા જતા હતા. રસ્તામાં હાલ જ્યાં મંદિર છે ત્યાં ઊભા રહ્યા અને સાથે આવેલા મોતીભાઈને સ્વામીશ્રીએ કહ્યું: 'મોતીભાઈ! શ્રીજીમહારાજે આ જગ્યાએ મંદિર કરવાનો સંકલ્પ કર્યો હતો અને મંદિર થશે તેવું વચન આપ્યું હતું. માટે અહીં મંદિર જરૂર થશે.' એમ કહી નાહવા ગયા.

નાહીને આવ્યા પછી સ્વામીશ્રીએ મોતીભાઈને કહ્યું: 'આપણે સારંગપુરમાં મંદિર કરવું છે, તો તેનું કીર્તન બનાવો.'

મોતીભાઈ તો વિચારમાં પડી ગયા: 'હજુ બોચાસણમાં મંદિર અધૂરું છે, કોઠારમાં પૈસા નથી અને વળી સ્વામીશ્રી આવા સંકલ્પ કરે છે!!'

તેમની તો મતિ મૂંઝાઈ ગઈ. સ્વામીશ્રીએ તેમની સામે જોયું તેવામાં તો તેમને આશ્ચર્ય દેખાયું. નજર સામે ત્રણ શિખરનું ભવ્ય મંદિર સોનાના કળશ સહિત, ધામ, ધામી અને મુક્તની પ્રતિમા અને સિંહાસન સહિત દેખાયું. અત્યારે છે તેવું જ સુંદર અને ભવ્ય મંદિર જોઈ મોતીભાઈ તો આશ્ચર્યમાં પડી ગયા અને તેમના મુખમાંથી કીર્તનની કડીઓનો પ્રવાહ વહેવા લાગ્યો:

*'શ્રી સારંગપુરની શોભા સજી અતિ સારી,*
*જોઈ અલૌકિક અદ્‌ભુત ધામ અવિકારી.'*

તેમના અંતરમાંથી શંકા દૂર થઈ ગઈ. આ સ્વામી તો આવાં અનેક મંદિરો કરવા શક્તિશાળી છે - તે તેમને સમજાઈ ગયું.

## 37. ગંગા-સાગરનો સંગમ

સારંગપુરથી સ્વામીશ્રી, અદાના આમંત્રણથી રાજકોટ પધાર્યા. કૃષ્ણ- ચરણદાસ સ્વામીના મંડળના ભગત ઝીણા ભક્તના સંકલ્પથી અદાશ્રીએ સ્વામીશ્રીને રાજકોટ તેડાવ્યા હતા. કૃષ્ણચરણદાસ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર શિષ્ય સદ્‌ગુરુ માધવચરણદાસ સ્વામીના શિષ્ય હતા. તેમના મંડળના સાધુઓ સાધુતાના ગુણે યુક્ત હતા. તેમાં પણ ઝીણા ભગત તો જુદા જ તરી આવતા હતા. તેમણે કૃષ્ણજી અદાની પાસે તથા બીજાની પાસે સ્વામીશ્રીનો મહિમા અને તેમનાં કાર્યો વિષે ઘણું સાંભળ્યું હતું. આવા અલૌકિક સંતનાં દર્શન કરવાની તેમને તાલાવેલી જાગી હતી.

સ્વામીશ્રી રાજકોટ પધાર્યા. તેથી તેમની દર્શનની તીવ્ર ઇચ્છા પૂરી થઈ. પ્રથમ દર્શને જ તેમને સ્વામીશ્રી પ્રત્યે અપાર ખેંચાણ થયું.

તેમના સ્વરૂપમાં લગની લાગી ગઈ. તેમનાં દર્શનથી તેમણે ઘણી જ તૃપ્તિ અનુભવી.

રાજકોટથી સ્વામીશ્રી સારંગપુર આવ્યા. અહીંના હરિભક્તોએ સ્વામીશ્રીને મંદિર કરવા પ્રાર્થના કરી. દયાળુ સ્વામીશ્રીએ તે પ્રાર્થના સાંભળી. પીઠાખાચરના ઓરડા વેચાતા લીધા.

આ સમાચાર સાંભળી ભીમજીભાઈ કોઠારીની આંખો ફાટી: 'કાંઈ ઓરડા લીધે મંદિર ઓછું થવાનું છે?' એમ વિચારી તેઓ શાંત રહ્યા.

સ્વામીશ્રી હવે સારંગપુરની આજુબાજુનાં ગામોમાં તથા ઝાલાવાડમાં ફરી અક્ષરપુરુષોત્તમની વાત કરવા લાગ્યા.

સ્વામીએ ઓરડા લીધા છે તેની લીમડીના દીવાન શ્રી ઝવેરભાઈને ખબર પડી, ત્યારે તેમણે કહ્યું કે 'સ્વામી! સારંગપુરમાં મંદિર કરો તો ઠાકોર સાહેબને કહીને જમીન અપાવું.'

સ્વામીશ્રીએ કહ્યું: 'અમારી પાસે નાણાં નથી. વળી, બોચાસણનું કામ પણ અધૂરું છે. છતાં તમે જમીન અપાવો છો તો નાનું મંદિર કરીએ.'

દીવાન સાહેબ તો જાણતા જ હતા કે સ્વામીશ્રીનું કામ ઓછી જમીનથી નહીં થાય. તેમણે કહ્યું કે 'સ્વામી! તમે વધુ જમીન માગો, હું અપાવી દઈશ.'

સ્વામીશ્રીએ ચોવીસ એકર જમીન માગી, જે દીવાન સાહેબે લીમડી દરબાર પાસેથી અપાવી અને બાકીની જમીન ધોળકાના શેરમિયાં પાસેથી લીધી.

જમીન તો લીધી પણ મંદિર કરવું કાંઈ સહેલું ન હતું. પાસે પૈસા નહીં, પૂરા માણસો નહીં અને ચારે બાજુ વિરોધ. 'આ બંડિયા છે, તેમને કોઈ ખાવા ન આપશો, મંદિરમાં આવે તો કાઢી મૂકજો. આ સાધુઓએ આચાર્ય અને મંદિર વિરુદ્ધ બંડ કર્યું છે, તેથી તેમને સાથ

ન આપવો.' આવો જોરદાર પ્રચાર વિરોધીઓ ગામોગામ ફરીને કરતા. અજ્ઞાની અને ભોળા લોકોને ભોળવતા. કેટલાક બીકના માર્યા સ્વામીશ્રી પાસે આવતા નહીં. આમ છતાં કેટલાય શૂરવીર ભક્તો હતા, જેમણે અનેક વિરોધ છતાં સ્વામીશ્રીનો માથા સાટે પક્ષ રાખ્યો હતો.

સ્વામીશ્રીના સંતો પણ એવા જ બળિયા હતા. ગમે તેટલાં કષ્ટ પડે પણ તેમાં મૂંઝાય નહીં. સદા હસતા અને આનંદમાં રહેતા. વાસણોના અભાવે ઘાસલેટના ડબ્બામાં ખીચડી રાંધી જમતા. કેટલીક વખત ખાટી છાશ પણ મળતી નહીં. પાંચ-છ ગાઉ દૂર જાય ત્યારે ભિક્ષા મળતી. કોઠારમાં પૈસા નહીં, ઉપરાંત ઉત્સાહ ભંગ થાય તેવાં વચનો વિરોધીઓ કહે, છતાં તેઓ ડગતા નહીં. વિરોધીઓ કહે કે 'આ શું મંદિર કરશે? અહીં તો ઠાકોરદ્વારો થશે.' આવું સાંભળવા છતાં આ સાધુઓ આનંદમાં રહેતા.

રાત-દિવસ મંદિરની સેવા કરવા શરીર તોડીને મહેનત કરવી પડે, ક્યારેક પૂરું ખાવાનું પણ ન મળે, તોપણ અક્ષરપુરુષોત્તમની નિષ્ઠા અને સ્વામીશ્રી પ્રત્યે અપાર હેતને લીધે આ સાધુઓ હંમેશાં ઉમંગમાં રહેતા.

ત્યારપછી જૂનાગઢના સ્વામી કૃષ્ણચરણદાસજીના મંડળના તપસ્વી અને વૈરાગ્યવાન સંત સ્વામી જ્ઞાનજીવનદાસ તથા તેમના મંડળના બીજા સાધુઓ શ્રી કૃષ્ણજી અદાની પ્રેરણાથી જૂનાગઢથી બોચાસણ જવા નીકળ્યા. નીકળતી વખતે સ્વામી જ્ઞાનજીવનદાસજી, મંદિરના ભંડારમાંથી અક્ષરબ્રહ્મ ગુણાતીતાનંદ સ્વામીની પૂજેલી, પોતાને અતિ વહાલી હરિકૃષ્ણ મહારાજની મૂર્તિ લઈ આવ્યા.



જૂનાગઢથી નીકળી તેઓ રાજકોટ ગયા. અદાને ત્યાં રહ્યા. શાસ્ત્રીજી મહારાજને અદાશ્રીએ રાજકોટ તેડાવ્યા. સ્વામીશ્રી રાજકોટ પધાર્યા. આ સાધુઓને સ્વામીશ્રીનાં દર્શનથી અપાર શાંતિ થઈ ગઈ. એ પછી બધા સંતો તેમની સાથે સારંગપુર ગયા.

## 38. સ્વામીશ્રીની મહત્તા

પછી સ્વામીશ્રી નડિયાદ પધાર્યા. નડિયાદના હરિભક્ત દોલતરામભાઈએ સ્વામીશ્રીને પોતાને ઘેર જમવા તેડાવ્યા. સ્વામીશ્રી વરતાલ હતા તે સમયથી દોલતરામભાઈ સ્વામીશ્રીને ઓળખતા

હતા. સ્વામીશ્રી પ્રત્યે તેમને અપાર માન હતું. તેઓ ગુજરાતી અને સંસ્કૃત સાહિત્યના પ્રખર વિદ્વાન હતા. વળી, વરતાલ કમિટીના સભ્ય પણ હતા.

સ્વામીશ્રી અક્ષરપુરુષોત્તમની શુદ્ધ ઉપાસના પ્રવર્તાવવા વરતાલથી નીકળી ગયા તે તેઓ જાણતા હતા; પણ અક્ષરપુરુષોત્તમ શું છે તે કદી જાણ્યું ન હતું. છતાં, 'સ્વામીશ્રી જે કરે છે તે શાસ્ત્ર પ્રમાણે જ હશે' તેવો તેમને વિશ્વાસ હતો. સ્વામીશ્રીનો આ સિદ્ધાંત સમજવાની તેમને ઇચ્છા હતી અને આ વાત દોલતરામભાઈને સમજાય તેવી સ્વામીશ્રીને પણ ઇચ્છા હતી. દસ વર્ષે સ્વામી ભેગા થયા તેથી તેમને આનંદ થયો. તેમણે પૂછ્યું: 'સ્વામી! તમારે વરતાલની ભેળા થવાનો વિચાર છે?'

સ્વામીશ્રીએ કહ્યું: 'જો તેઓ ગઢડા મધ્ય પ્રકરણનું 21મું વચનામૃત કબૂલ રાખે તો છે.'

દોલતરામભાઈએ પૂછ્યું: 'એવું શું એ વચનામૃતમાં છે જે કબૂલ રખાવવાનો તમે આગ્રહ રાખો છો?'

આ સાંભળી સ્વામીશ્રીએ ભક્ત અને ભગવાનના મહિમાની ઘણી વાતો, ઘણાં વચનામૃતો અને દૃષ્ટાંતોને આધારે કરી. પ્રત્યક્ષ ભગવાન અને પ્રત્યક્ષ સંતનો નિશ્ચય થાય તો જ કલ્યાણનો મુદ્દો હાથ આવ્યો કહેવાય એ સમજાવ્યું.

સ્વામીશ્રીની સચોટ નિરૂપણશક્તિથી તેઓ તો ડોલી ઊઠ્યા.

'ગુણાતીતાનંદ સ્વામી મૂળ અક્ષર છે તથા અક્ષર સહિત પુરુષોત્તમની નિષ્ઠા અને એ બંને સ્વરૂપો શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ દ્વારા પ્રગટ જ છે' એ વાત તેમના જીવમાં ઠસી ગઈ. તેઓ બોલી ઊઠ્યા: 'સ્વામી! જે કાર્ય કરવા શ્રીજીમહારાજને અવતાર ધરી ફરી આવવું પડે તે શુદ્ધ ઉપાસનાનું કાર્ય આપે કર્યું છે. આપની મહત્તા અપાર છે.

આજે તો આપે મહારાજ અને સ્વામીની મૂર્તિઓ પધરાવી છે, પણ ભવિષ્યમાં આપના શિષ્યો આપની સુવર્ણની મૂર્તિ પધરાવશે, એટલી આપની મોટપ વધી જશે.'

તેમનાં આ વચનો સાંભળી સ્વામીશ્રીની મહત્તાનો સૌને ખ્યાલ આવ્યો.

એક વખત સ્વામીશ્રી મૂર્તિઓ જોવા વડોદરા પધાર્યા. ત્યારે વડોદરાના હરિભક્તો ખૂબ આગ્રહ કરીને સ્વામીશ્રીને કમાટીબાગ લઈ ગયા અને સ્વામીશ્રીની અનિચ્છા છતાં તેમનો પ્રથમ ફોટો પડાવ્યો. સ્વામીશ્રીએ એ ફોટો બહાર ન પાડવાની કડક આજ્ઞા કરીને કહ્યું કે 'બહાર પાડશો તો હું ફાડીને ફેંકી દઈશ.'

## 39. 'ગુણાતીત માટે મૂંડાવ્યું છે'

સારંગપુર મંદિરનું કામ અટકાવવા સૌએ વિઘ્નો તો ઘણાં નાખ્યાં હતાં પણ મંદિર તો ચાલુ જ રહ્યું. 'ઠાકોરદ્વારો થશે' અને 'કંટાળીને આ લોકો ભાગી જશે' એમ કહેનારા આંખો ફાડીને જોઈ રહ્યા.

મૂર્તિપ્રતિષ્ઠાનો દિવસ નજીક આવતો ગયો. 'હવે આ અટકાવવું શી રીતે?' તે સૌ વિચારવા લાગ્યા. 'લીમડીના ઠાકોર સાહેબ જેવાને કંઈ ઊંધું-ચત્તું સમજાવીએ તો તેમના દ્વારા આ કામ અટકે,' તેમ વિચારી, ઠાકોર સાહેબને જૂના મંદિરના સંતોએ કહ્યું કે 'ઠાકોર સાહેબ! આપણા ઇષ્ટદેવ તો રાધાકૃષ્ણ કહેવાય. તેમને મૂકીને આ શાસ્ત્રી તો તેમના ગુરુ જાગા અને પ્રાગાની મૂર્તિઓ પધરાવશે. રાધાકૃષ્ણની મૂર્તિ મંદિરમાં પધરાવે તો જ મંદિર બરાબર થયું કહેવાય.'

ઠાકોર સાહેબને આ વાત ગળે ઊતરી. તેઓ સ્વામીશ્રીનાં દર્શન કરવા નવા મંદિરમાં આવ્યા. સ્વામીશ્રીએ તેમનું સન્માન કર્યું. તેમણે પૂછ્યું: 'આ જૂના મંદિરમાં ગોપાળાનંદ સ્વામીની ચમત્કારી લાકડી

ભૂતને ભગાડી મૂકે તેવી છે, તેવી કોઈ ચમત્કારી વસ્તુ તમારી પાસે છે?'

આ સાંભળી બોટાદના નગરશેઠ હિંમતલાલભાઈએ કહ્યું: 'બાપુ! આ સ્વામી તો નવી લાકડી કરે એવા સમર્થ છે. તેમનો પ્રતાપ સત્સંગમાં ચારે બાજુ ફેલાઈ રહ્યો છે.'

એટલે ઠાકોર સાહેબે કહ્યું: 'મને પણ સ્વામીશ્રીના પ્રતાપનો અનુભવ થયો છે.'

તે પછી ઠાકોર સાહેબે રાધાકૃષ્ણની મૂર્તિઓ ક્યાં પધરાવશો તે પૂછ્યું અને મધ્ય મંદિરમાં રાધાકૃષ્ણની મૂર્તિઓ પધરાવવા આગ્રહ રાખ્યો.

સારંગપુરની જમીન અપાવનાર તથા અનેક પ્રસંગે અનેક પ્રકારની મદદ કરનાર આ સત્તાધારી ઠાકોર સાહેબની શેહમાં દબાયા વગર સ્વામીશ્રીએ તો નિધડકપણે તેમને કહી દીધું: 'અમે જે કષ્ટ સહન કર્યાં છે તે ઇષ્ટદેવ મહાપ્રભુ સહજાનંદ સ્વામી તથા ગુણાતીતાનંદ સ્વામી માટે જ અને આ મૂંડાવ્યું પણ તેમના માટે જ છે. માટે મધ્ય મંદિરમાં તો ગુણાતીતાનંદ સ્વામી અને શ્રીજીમહારાજની જ મૂર્તિઓ બેસશે. રાધાકૃષ્ણની મૂર્તિઓ પ્રથમ ખંડમાં પધરાવીશું.'

સ્વામીશ્રીની આવી નીડર અને સત્તાવાહી સ્પષ્ટ વાત સાંભળી બાપુએ પોતાનો આગ્રહ પડતો મૂક્યો અને સ્વામીશ્રીને કહ્યું કે 'આપને યોગ્ય લાગે તેમ કરો. અમારા બોલ્યા સામું ન જોશો.' સ્વામીશ્રી તેમનો ભાવ જોઈ રાજી થયા. વિરોધીઓનો આ પાસો પણ પાર ન પડ્યો.

# 40. સારંગપુર મંદિરમાં મૂર્તિપ્રતિષ્ઠા

મંદિરનું કામકાજ પુરજોશમાં ચાલતું હતું. સૌ સંતો અને હરિભક્તો દેહને ગણકાર્યા સિવાય તનતોડ સેવા કરી રહ્યા હતા.

એક વખત જૂનાગઢના સદ્‌ગુરુ બાલમુકુંદ સ્વામી નારાયણકુંડ તરફ નાહવા જતા હતા. મંદિર આગળ આવ્યા ત્યારે કોઠારી શંકર ભગતને બોલાવીને સેવા કરનાર સૌ સંતોની સેવાથી રાજી થઈને બોલ્યા કે ‘મહારાજ અને સ્વામીની જે સેવા પાંચસો પરમહંસોને ન મળી તે તમને મળી છે. આ બળ તમારું નથી પણ અક્ષરના મુક્તો તમારામાં રહીને કામ કરે છે. માટે તમારાં મોટાં ભાગ્ય છે.’

આ સાંભળી સૌ ઉત્સાહમાં આવી ગયા અને બેવડા વેગથી સેવા કરવા લાગ્યા.

જોતજોતાંમાં તો મંદિર તૈયાર થઈ ગયું. સંવત 1972ના વૈશાખ સુદ છઠના દિવસે મૂર્તિપ્રતિષ્ઠાનું મુહૂર્ત નક્કી થયું.

સ્વામીશ્રી તથા નિર્ગુણદાસ સ્વામીએ સમૈયાની બધી જ વ્યવસ્થા સુંદર કરી. હજારો હરિભક્તો આવે તેવી ધારણા હતી. તેથી સ્વામીશ્રીએ ચારસો મણ સોજીનો શીરો કરવા આજ્ઞા કરી. સતત પાંચ દિવસ શીરો બનાવ્યા પછી સુખડિયા થાક્યા અને શીરો બનાવવાની ના કહી દીધી. અઢીસો મણનો જ શીરો તૈયાર થયો હતો. છતાં સ્વામીશ્રીએ કહ્યું: ‘ભગવાનની દયાથી પૂરું થઈ જશે, કાંઈ ખૂટશે નહીં. માટે ચિંતા કરશો નહીં.’

પ્રતિષ્ઠાને દિવસે સ્વામીશ્રીએ હરિલીલામૃત વંચાવી, શ્રીજીમહારાજે જીવાખાચરને મંદિર કરવા કોલ આપ્યો હતો તે વાત કરી.

યજ્ઞ થયા પછી સ્વામીશ્રીના શુભ હસ્તે પ્રતિષ્ઠા થઈ અને મૂર્તિઓની સામે ધરવામાં આવેલો કાચ ફૂટ્યો.

આરતી થયા પછી ભોજનની પંક્તિ થઈ. 'ખૂટે તો બંડિયાઓની લાજ જાય' - એ ગણતરીથી કેટલાય માણસો ભોજનશાળામાં ઘૂસી ગયા અને શીરાના ટોપલા ભરી અડધા હોજ તો ખાલી કરી નાખ્યા. પંગતમાં પીરસાયું નો'તું અને શીરો ક્યાં ઊપડી ગયો તે કોઈને ખબર રહી નહીં.

સૌ દોડતાં સ્વામીશ્રી પાસે આવ્યા અને કહેવા લાગ્યા: 'આટલા શીરામાં કેમ પૂરું થશે?'

સ્વામીશ્રીએ વાડી ખાલી કરાવી. તેને ફરતા વાંસ બંધાવી દીધા. વાડીમાં સૌ હરિભક્તોને જમવા બેસાડ્યા અને પોતે જે હરિભક્તને વાંસામાં કંકુના થાપા મારી આપે તેમને જ પીરસવા માટે શીરાના ટોપલા ઉપાડવા દેવાની સૂચના કરી. આ પ્રમાણે પાકી વ્યવસ્થા કરીને શીરાના હોજ ઢંકાવી દીધા. ત્યાં ઠાકોરજીની મૂર્તિ પધરાવી, દીવો કર્યો. સવારથી રાતના બાર સુધી શીરો પીરસ્યા જ કર્યો. ત્રણ લાખ જેટલા હરિભક્તો જમ્યા. આખું ગામ જમ્યું છતાં શીરો ખૂટ્યો નહીં. આઠ દિવસ સુધી આખા ગામને જમાડ્યું, છતાં શીરો ખૂટ્યો નહીં પણ એટલો જ સુગંધીદાર રહ્યો! છેવટે આજુબાજુનાં ગામોની ગૌશાળામાં મોકલ્યો. આ પ્રમાણે સ્વામીશ્રીએ પ્રતાપ બતાવ્યો, જે જોઈ સૌ આનંદ પામ્યા.

સ્વામીશ્રીનો પ્રતાપ જોઈ સૌ કોઈ સ્વામીશ્રીને પોતાને ગામ તેડાવતા, પધરામણી કરાવતા અને તેમના સત્સંગનો લાભ લેતા.

મોજીદડના હરિભક્તોના આગ્રહથી સ્વામીશ્રી મોજીદડ પધાર્યા. મોજીદડના પ્રેમી-હરિભક્તોએ સ્વામીશ્રીના સ્વાગતની તૈયારી કરી સામૈયું કાઢવાનો વિચાર કર્યો હતો, પણ સ્વામીશ્રીએ તેમને કહ્યું કે 'સાધુને સામૈયું શોભે નહીં.' એમ કહી ત્યાંના એક હરિભક્ત ગુરુ

ગણેશ ભક્ત તરફ ફરીને કહે: ‘કેમ ગણેશ ભક્ત! સાધુનાં સામૈયાં હોય?’

ગણેશ ભક્તને આ જ સંકલ્પ થતો હતો. તે જાણીને તેમનો સંકલ્પ પકડીને સ્વામીશ્રીએ વાત કરી તેથી તે અચરજ પામ્યા અને તેમને ખાતરી થઈ કે ‘આ સામાન્ય સાધુ નથી, આ તો શ્રીજીમહારાજના પરમ કૃપાપાત્ર અતિ મોટાપુરુષ છે.’

## 41. અતૂટ વિશ્વાસ

ગુજરાતનાં ગામોમાં ફરી સ્વામીશ્રી સારંગપુર પધાર્યા. અહીં મંદિરનું કામકાજ ચાલતું હતું. સોમા ભગત અને અક્ષરપુરુષ સ્વામી તો એવા બળિયા હતા કે મોટા મોટા પથ્થરોને ફૂલની જેમ ફેંકી દેતા.

વચલા મંદિરનો દોઢસો મણનો મોટો પથ્થર સાત જાડાં દોરડાંથી બાંધી ઉપર ચડાવતા હતા. સાથે સ્વામિનારાયણની ધૂન પણ બોલતા હતા. અચાનક એક પછી એક એમ છ દોરડાં તૂટ્યાં. આવો મોટો પથ્થર ફક્ત એક જ દોરડા પર અદ્ધર લટકી રહ્યો હતો. ‘એ પણ તૂટશે તો? બીજા ઘડેલા પથ્થરો પણ તોડી નાખશે અને કોઈને વાગશે તો જીવ લેશે.’ સૌ મૂંઝાયા.

કોઈ તો સ્વામીશ્રીને બોલાવી લાવ્યા. સ્વામીશ્રીએ હાથ ઊંચો કરી કહ્યું: ‘પથ્થર હવે નહીં પડે. ઉપર ચડાવી દો.’ એમ કહી સોમા ભગતને પથ્થર ઉપર ચડી ફરી દોરડાં બાંધવા કહ્યું. સોમા ભગત એક દોરડા પર લટકી રહેલા પથ્થર પર ચડે તો તે પથ્થર અને સોમા ભગત બંને પડે. સોમા ભગત તો હતા - ન હતા થઈ જાય. સૌ મોઢું ફાડીને જોઈ રહ્યા.

પણ સોમા ભગતને સ્વામીશ્રીનાં વચનોમાં પૂરો વિશ્વાસ હતો. તે તો ઝડપથી પથ્થર પર ચડી ગયા. પથ્થર પકડી રાખનારને આંચકો લાગ્યો. સૌના શ્વાસ અદ્ધર થઈ ગયા. પણ સોમા ભગતે તો

છયે દોરડાં જોરથી પાછાં બાંધી દીધાં અને નીચે આવીને સ્વામીશ્રીનાં ચરણોમાં નમી પડ્યા. સ્વામીશ્રીએ પણ આવા વિશ્વાસી ભક્તને અંતરના આશીર્વાદ આપ્યા. આવો મહાન ચમત્કાર જોઈ ઘણાને સ્વામીશ્રીનો મહિમા સમજાયો.

## 42. સંત પરમ હિતકારી

સારંગપુરથી સ્વામીશ્રી ફરતાં ફરતાં બોચાસણ આવ્યા. વડોદરાના મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ભાદરણ આવ્યા હતા. તેમને ઝવેરભાઈ મારફત બોચાસણ આવવા આમંત્રણ મોકલ્યું. તેઓએ કહેવરાવ્યું: 'મને પંદર મિનિટથી વધુ સમય નથી. માટે પંદર મિનિટ આવી જઈશ.'



નિર્ગુણદાસ સ્વામી કહે: 'એ તો કહે, પણ પોણો કલાક રોકાય તો સ્વામીનો પ્રતાપ સમજજો.'

મહારાજાનું યોગ્ય સન્માન કરી તેમને મંદિરમાં દર્શન કરાવ્યાં. પછી સ્વામીશ્રી પાસે આવ્યા. સ્વામીશ્રીનાં દર્શન કરીને બોલ્યા: 'આ જ સ્વામીજી, જેમની કીર્તિ આજે સમગ્ર ગુજરાતમાં પ્રસરી છે!' એમ કહી પગે લાગ્યા. સ્વામીશ્રીના પ્રસંગમાં મહારાજા સમયનું ભાન ભૂલી ગયા અને પોણો કલાક રોકાયા. સ્વામીશ્રીએ ઘણી વાતો કરી. તેમને તેમના કુંવર ગુજરી જવાથી શોક થયો હતો તે દૂર કર્યો અને હવે પચાસની ઉંમર થઈ છે તો રાજ્યની ઉપાધિનો ત્યાગ કરી, વાનપ્રસ્થ સ્વીકારી, સાચા ગુરુનું શરણું લેવા ઉપદેશ કર્યો.

સ્વામીશ્રીના ઉપદેશની તેમના પર ઊંડી અસર થઈ. આવા મોટા રાજવીને પણ નીડરતાથી સત્ય ઉપદેશ દેનાર સ્વામીશ્રી પ્રત્યે તેમને અપાર માન થયું. તેમની પ્રશંસા તો ઘણા કરતા, પણ આવી હિતની વાત તો કોઈ ન કહેતા. તેથી તેમને સ્વામીશ્રી પ્રત્યે ઘણો જ ભાવ થયો.

હાથ જોડી સ્વામીશ્રીની તેમણે રજા લીધી. સ્વામીશ્રીએ રાજી થઈ તેમના મસ્તકે પોતાનો અભય હાથ મૂક્યો.

એક વખત આણંદમાં સ્વામીશ્રી કથા કરતા હતા ત્યારે મોતીભાઈને ત્યાં આગ લાગી તેવી બૂમો પડી. દયાળુ સ્વામીશ્રીએ ત્યાં બેઠાં બેઠાં જ આગ હોલવી. સ્વામીશ્રીના બંને હાથ કોણી સુધી દાઝી ગયા હતા. મોતીભાઈએ સ્વામીશ્રીને બંને હાથે તેલ ચોપડ્યું. 'સ્વામીશ્રી ભક્તોનું કેવું કામ કરે છે' - એમ વિચારી સૌ સ્વામીશ્રીને નમી પડ્યા.

## 43. વરતાલ સાથે સમાધાનની વાટાઘાટો

સ્વામીશ્રીના શિષ્યો હવે વરતાલની કમિટીમાં પણ ચૂંટાયા હતા. તેમના મનમાં હોંશ હતી કે જો વરતાલ સાથે સમાધાન થાય અને સ્વામીશ્રી વરતાલ આવે તો આ સંપ્રદાયમાં દિગ્વિજય થઈ જાય. તેથી તેમણે એ માટે પ્રયત્નો શરૂ કર્યા. કોઠારી ગોરધનભાઈ તો નિવૃત્ત થયા હતા, છતાં તેમણે સલાહ આપી કે 'તમે જે ધામ, ધામી અને મુક્તની મૂર્તિઓ પધરાવી છે તે જો આચાર્ય માન્ય રાખે અને મૂર્તિઓની આરતી ઉતારે તો જ સમાધાન કરવું, નહીં તો નહીં.'

કોઠારીની આવી દૃઢ નિષ્ઠા જોઈ સ્વામીશ્રી ઘણા જ રાજી થયા.

સમાધાનની વાત આગળ ચાલી, પણ સાધુઓ ખળભળી ઊઠ્યા. તેમને થયું કે 'શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ આખા સત્સંગને વશ કરી લે તેવા છે, તે આવશે તો પછી આપણને કોઈ પૂછશે નહીં.'

આથી, તેમણે યુક્તિ કરીને આચાર્યને કહ્યું કે 'સમાધાન થાય તેમાં અમે બહુ રાજી છીએ. યજ્ઞપુરુષદાસજી જેવા વિદ્વાન સંત વરતાલમાં ભળે તો સત્સંગ બહુ જ વધી જાય. પણ તેમનાં મંદિરો અધૂરાં છે, તેથી આપણે નકામું બે-ત્રણ લાખનું ખર્ચ કરવું પડે. તેમનાં મંદિરો પૂરાં થઈ જાય પછી જ સમાધાન કરવું.'

આચાર્યને આ યુક્તિપૂર્વકની વાતમાં વિશ્વાસ બેસી ગયો. સમાધાનની વાત પડતી મુકાઈ. સ્વામીશ્રી તો કહે: 'આપણા દ્વારા શ્રીજીમહારાજને હજુ વધુ કામ કરાવવું હશે અને નિષ્ઠા પ્રવર્તાવવી હશે. તેથી જે થયું તે સારું થયું છે.'

સાચે જ, સમાધાન થયું હોત તો અટલાદરા, ગોંડળ, ગઢડા વગેરે અક્ષરપુરુષોત્તમનાં મંદિરો કંઈ થઈ શકત?

પછી સ્વામીશ્રી સારંગપુર આવ્યા. મહુવાથી વૈષ્ણવ ભક્ત શેઠ નરસિંહ- દાસ આવ્યા હતા. તેમને લક્ષ્મીનારાયણની મૂર્તિ પધરાવવી

હતી, પણ સ્વામીશ્રીનો મંદવાડ જોઈ કંઈ બોલ્યા નહીં. બે-ત્રણ દિવસ પછી સ્વામીશ્રીએ જાતે જ પૂછ્યું કે 'તમે મંદિર કરવા મને તેડવા આવ્યા છો? ચાલો આવું. મંદિર કરવા સારુ તો મારો જન્મ છે.' એમ કહી મંદવાડને દૂર ફેંકી સ્વામીશ્રી મહુવા પધાર્યા.

ફરતાં ફરતાં સ્વામીશ્રી બોચાસણ થઈ આણંદ પધાર્યા. સ્વામીશ્રીને ગાડીમાં બેસી સારંગપુર જવું હતું. પોતાની પાસે પૈસો પણ ન રાખનાર સ્વામીશ્રીને કોઈ ટિકિટ કઢાવી આપે ત્યારે સારંગપુર જવાય ને? આણંદના હરિભક્તો તો લગ્નપ્રસંગે બહારગામ ગયા હતા. સ્વામીશ્રીએ તો સ્ટેશનથી ગામ અને ગામથી સ્ટેશનના ચાર ધક્કા ખાધા. છેવટે કેશવલાલના દીકરા ગોરધનભાઈ રસ્તામાં મળ્યા. તેમણે ટિકિટ કઢાવી આપી. પછી સ્વામીશ્રી ગાડીમાં બેઠા અને સારંગપુર પધાર્યા.

સ્વામીશ્રી સારંગપુર આવે ત્યારે પણ બોટાદથી તો ચાલીને જ આવવાનું. માથે પોટલાં, ખભે ઝોળી અને સાથે જોડના સાધુ નાના હોય તો તેમની ઝોળી અને પોટલાં પણ સ્વામીશ્રી જ ઉપાડે; પછી ટાઢ હોય, તડકો હોય કે વરસાદ, પણ પાંચ ગાઉ તો ચાલીને જ જવાનું.

## 44. અડસઠ તીરથ

સારંગપુરથી સ્વામીશ્રી આશી પધાર્યા. સાથે યોગી સ્વામી[3] પણ હતા. તેમની ટેવ પ્રમાણે યોગી સ્વામી રોજ સવારે વહેલા ત્રણ વાગે ઊઠી મધુર રાગે પ્રભાતિયાં ગાય. એક દિવસ એ પ્રમાણે નરસિંહ

---

3. સ્વામી જ્ઞાનજીવનદાસજીને સ્વામીશ્રી 'જોગી' કહેતા અને સૌ સંતો-હરિભક્તો 'યોગી સ્વામી' કહેતા.

મહેતાનું પદ: *'પ્રાણ થકી મુને વૈષ્ણવ વહાલા'* મીઠી હલકે ગાયું. તેમાં આગળ આવ્યું કે -

'અડસઠ તીરથ મારા સંતને ચરણે,
કોટિ ગંગા કોટિ કાશી રે.'

આ સાંભળી મંદિરમાં સૂતેલા વૃદ્ધ રણછોડ પટેલ અકળાયા. એ કહે: 'મહારાજ! આવું ન ગાઓ. આ કળિયુગમાં એવા સંત હોતા નથી. માટે આવાં ગપ્પાં ન મારો.'

યોગી સ્વામી કહે: 'બહુ સારું. અમે બીજું ભજન ગાઈશું.' એમ કહી તેમણે તો બીજું ભજન ઉપાડ્યું.

તે જ રાત્રે કથા કરી સ્વામીશ્રી સૂતા. રણછોડ ભગત નીચે સૂતા. તેઓ વૃદ્ધ અને માંદા હતા તેથી તેમને બહુ ઊંઘ ન આવતી. સૌ સૂતા પછી તેમણે મંદિરની ડેલી બંધ કરી માળા ફેરવવી શરૂ કરી. બરાબર એક કલાક પછી ડેલી આપોઆપ ખૂલી ગઈ. એક અતિ શ્વેત અને દૈવી દેખાય તેવી ગાય અંદર દાખલ થઈ. સ્વામીશ્રી સૂતા હતા ત્યાં આવી, સ્વામીશ્રીનાં ચરણોમાં માથું નમાવી, ત્રણ વાર નમસ્કાર કર્યા.

રણછોડ ભગતે આ નજરે જોયું. તે પછી ગાય ડેલીમાંથી બહાર નીકળી. ગાય ક્યાં જાય છે? તે જોવા ભગત બહાર નીકળ્યા. થોડે સુધી ચંદ્રના પ્રકાશમાં ગાય દેખાઈ અને પછી અદૃશ્ય થઈ ગઈ. ચારે બાજુ જોયું પણ ગાય ક્યાંય દેખાઈ નહીં. તેમને ખાતરી થઈ કે નક્કી અડસઠ તીર્થો ગાયનું રૂપ લઈ સ્વામીશ્રીનાં ચરણોમાં પાવન થવા આવ્યાં છે.

ત્રણ વાગે યોગી સ્વામી જાગ્યા ત્યારે રણછોડ ભગતે કહ્યું: 'મહારાજ! પેલું અડસઠ તીરથવાળું કીર્તન ગાઓ.'

સ્વામીશ્રી કહે: 'કેમ ભગત! કાલે તો ના કહેતા હતા!'

ભગત કહે: 'મને ગાય રૂપે ગંગાનાં દર્શન થયાં તેથી મારી ભ્રાંતિ ભાંગી ગઈ.' એમ કહી બધી વાત કરી અને કહ્યું કે 'સ્વામી તો બહુ સમર્થ પુરુષ છે.'

આ પ્રમાણે તેમની ભ્રાંતિ ભાંગી, સ્વામીશ્રી સારંગપુર પાછા આવ્યા.

અહીં એક પ્રસંગે સ્વામીશ્રી કહે: 'આચાર્ય લક્ષ્મીપ્રસાદજીએ આપણા પર મહાન ઉપકાર કર્યો છે. તેમને આવું સૂઝ્યું તો આપણે બહાર નીકળીને અક્ષરપુરુષોત્તમ ઉપાસનાનાં મંદિરો કરી શક્યા અને અનેકને એ જ્ઞાન સમજાવી શક્યા.' આ રીતે તેમને કોઈના પ્રત્યે પણ રાગ-દ્વેષ ન હતો. સૌનો ગુણ લેવાની જ વૃત્તિ હતી.

## 45. અક્ષરપુરુષોત્તમની ઝોળી

કુબેરભાઈના આગ્રહથી સ્વામીશ્રી ભાવનગર પધાર્યા.

અહીં સ્વામીશ્રીએ એક દિવસ સવારે જાહેર કર્યું કે 'અમારે આ ગામમાં ઝોળી માગવી છે.'

કુબેરભાઈએ કહ્યું: 'અહીં અમે સૌ તમારી સેવામાં છીએ અને તમે ઝોળી માગવા નીકળો તે અમને શરમ લાગે છે.'

સ્વામીશ્રી કહે: 'તમારી સેવા તો અપાર છે, પણ અનેક મુમુક્ષુઓને દર્શન થાય તે માટે જેમ મહારાજે ઝોળી માગી હતી, તેમ અમારે માગવી છે.'

સારંગપુરમાં પણ સ્વામીશ્રી ઝોળી માગવા નીકળતા. નિર્ગુણદાસ સ્વામી ઘણા આગ્રહથી ના કહે અને કહે કે 'અમે બધા આપની સેવામાં છીએ, છતાં આપ કેમ ઝોળી માગવા નીકળો છો?'

સ્વામીશ્રી જવાબ આપતા: 'અક્ષરપુરુષોત્તમને માટે તો શ્વપચને ઘેર વેચાવું પડે તોપણ ઓછું છે. મારી ઝોળીમાં જેનો જેનો કણ પણ આવશે તેને અક્ષરધામમાં લઈ જવા છે.'

સ્વામીશ્રીનો આ મહાન આશય જોઈ કોઈ કાંઈ બોલી શકતા નહીં.

એક વખત સારંગપુરમાં કથાપ્રસંગે બાપુભાએ સ્વામીશ્રીને પૂછ્યું: 'વર્તમાનકાળે મહારાજ અને સ્વામીનો રાજીપો શેમાં છે?'

તરત જ સ્વામીશ્રીએ ઉત્તર કર્યો: 'અત્યારે અક્ષર અને પુરુષોત્તમનાં સ્વરૂપો મધ્ય મંદિરમાં પધરાવવાં, શુદ્ધ ઉપાસનાનાં મંદિરો કરવાં તેમાં મહારાજનો રાજીપો છે. આ કામમાં જે પાયા ખોદશે, તગારાં ઉપાડશે, પથરા ઉપાડશે, અરે! એક દોકડો પણ જે આપશે, તે સર્વને શુદ્ધ કરીને શ્રીજીમહારાજ અક્ષરધામમાં લઈ જશે. તેમાં જરા પણ શંકા નથી.'

## 46. દિવ્ય સમાધિ

ત્યારપછી શ્રીજીમહારાજે આ સત્સંગમાં સ્વામીશ્રી દ્વારા સમાધિનો ચમત્કાર બતાવ્યો. સૌ પ્રથમ સમાધિ આચાર્ય રાધારમણપ્રસાદને, સારંગપુરના મંદિરમાં હરિકૃષ્ણ મહારાજની મૂર્તિનાં દર્શન કરતાં થઈ. પૂજારીએ મહારાજને ધરેલો રૂમાલ સમાધિમાં મહારાજે તેમને આપ્યો. અને યજ્ઞકુંડમાં પણ પ્રકાશ થયો તે દૂર સુધી સૌને દેખાયો. થોડી વારમાં પ્રકાશના ત્રણ ગોળા દેખાયા. જેમાંથી શ્રીજીમહારાજ, ગુણાતીતાનંદ સ્વામી અને ગોપાળાનંદ સ્વામીનાં સૌને દર્શન થયાં. પછી આ મૂર્તિઓ અદૃશ્ય થઈ ગઈ.

સ્વામીશ્રી સારંગપુર હતા ત્યારે બોટાદના ઓધવજીભાઈ સ્વામીશ્રીનાં દર્શને આવ્યા. સ્વામીશ્રીની વાતો સાંભળી તેમને શાંતિ થઈ ગઈ. થોડી વાર પછી તેઓ પોતાના ઉતારે આવ્યા, પણ અહીં તો જ્યાં જુએ ત્યાં મંદિરમાં કે ઉતારે સંતો અને હરિભક્તો પાંચ-છ મળી કથાવાર્તા જ કરતા હોય! ક્યાંય ગ્રામવાર્તા નહીં, કોઈની નિંદા, દ્રોહ કે અવગુણની વાત જ નહીં. સર્વત્ર ભગવાનની જ વાત,

સત્સંગની જ વાત. સ્વામીશ્રીનો કેવો પ્રભાવ આ સંતો અને હરિભક્તો પર પડ્યો છે તેનો વિચાર કરતાં સ્વામીશ્રીનો મહિમા સમજી તેઓ બોટાદ પાછા ગયા.

સારંગપુરથી સ્વામીશ્રી નવાગામ પધાર્યા. ગાંધીજીની દાંડીકૂચ પણ આ ગામમાં આવી હતી. સ્વામીશ્રીની સાધુતાની વાત તો ગાંધીજીએ પણ સાંભળી હતી. તેથી તેમને સ્વામીશ્રીને મળવાની ઇચ્છા થઈ. તેમણે સ્વામીશ્રીને આમંત્રણ આપ્યું તેથી સ્વામીશ્રી પધાર્યા. અતિ નમ્રભાવે ગાંધીજીએ સ્વામીશ્રીને કહ્યું: 'સ્વામીજી! આપ આશીર્વાદ આપો તો અમારું કાર્ય સફળ થાય.'

સ્વામીશ્રીએ કહ્યું: 'તમારા પ્રયાસથી દેશને સ્વરાજ્ય મળે તે માટે આ જોગી સ્વામી આજથી માળા ફેરવશે; પણ ધર્મ-નિયમ રાખશો તો તમારી ભેળા ભગવાન ભળશે.'

આ આશીર્વાદથી ગાંધીજી રાજી થયા. સ્વામીશ્રી તેમના ઉતારે પધાર્યા.

દયાળુ યોગી સ્વામીએ સ્વામીશ્રીની આજ્ઞા મુજબ દેશની સ્વતંત્રતા કાજે રોજ માળા ફેરવી અને તેમની ભક્તિથી ભગવાને દેશને સ્વતંત્ર કર્યો.

## 47. ગુણાતીત દેહોત્સર્ગ સ્થાનમાં મંદિર

સ્વામીશ્રી સારંગપુર પધાર્યા ત્યારે વીરસદના હરિભાઈ અમીન સ્વામીશ્રીનાં દર્શને આવ્યા હતા. તેઓ ગોંડળના મહારાજા ભગવત્ સિંહજીને મળી અક્ષર દેરીની[4] જમીન, જેની કિંમત લગભગ બે લાખ રૂપિયા થાય તે રૂપિયા પચીસ હજારમાં નક્કી કરી આવ્યા હતા.

---

4. અક્ષરબ્રહ્મ ગુણાતીતાનંદ સ્વામીના સમાધિ સ્થાન ઉપરની દેરી.

મહારાજા ભગવત્સિંહજીએ શરત મૂકી હતી કે ‘એ સ્થાને અક્ષર દેરી કાયમ રાખી, ત્રણ વર્ષમાં મંદિર પૂરું કરવું અને દસ લાખ રૂપિયા ખર્ચવા.’

આ કામ તો શાસ્ત્રીજી મહારાજ જ કરી શકે, તેમ વિચારી તેઓ સ્વામીશ્રી પાસે સારંગપુર આવ્યા અને સ્વામીશ્રીને કહ્યું કે ‘સ્વામી! ગોંડળની જમીન બે લાખમાં લીધી છે.’

સ્વામીશ્રીએ અંતર્યામીપણે કહ્યું: ‘એ જમીન બે લાખમાં ન હોય, તમે પચીસ હજારમાં લીધી છે અને મહારાજાએ આ પ્રમાણે શરતો મૂકી છે. છતાં હરિભાઈ તમે ચિંતા કરશો નહીં. આ સ્થાનમાં તો વીસ લાખ રૂપિયા ખર્ચાશે.’

આ સાંભળી હરિભાઈને શાંતિ થઈ અને તેઓ જમીન માટે રકમ ભેગી કરવા ભરૂચ ગયા.

જળઝીલણીના સમૈયા પછી ચોવીસ કલાકની ધૂનનો કાર્યક્રમ હતો. સ્વામીશ્રી સભામાં પધાર્યા અને દિલરુબા વગાડ્યું. સ્વામીશ્રીએ છેડેલા મધુર તાનથી ત્યાં બેઠેલા ચાર-પાંચ હરિભક્તોને તથા બે સંતોને શ્રીજીમહારાજની કૃપાથી સમાધિ થઈ અને શ્રીજીમહારાજનાં દર્શન થયાં.

સાધુ નંદકિશોરદાસનું શરીર સ્થૂળ હતું છતાં તેઓ દેહને વાળીને યોગનાં આસનો કરતા હતા, કારણ કે સમાધિમાં ગોપાળાનંદ સ્વામી તેમને આસનો કરાવતા હતા.

પૂનમની સવારે સ્વામીશ્રીએ સૌ હરિભક્તોને વાડીમાં બાજરો કાપવા મોકલ્યા. થાકેલા હરિભક્તોને ઠંડું પાણી પીવા સ્વામીશ્રી જાતે જ પાણીની માટલી લઈને પધાર્યા અને સૌને પાણી પાયું. આવાં અલૌકિક દર્શન કરી કેટલાક હરિભક્તોને ત્યાં વાડીમાં જ સમાધિ થઈ ગઈ.

થોડા દિવસ પછી હરિભાઈ અમીને સ્વામીશ્રીને ગોંડળ મંદિરનો દસ્તાવેજ કરવા માટે સાથે આવવા વિનંતી કરી, કારણ કે જોઈતી રકમ ભેગી થઈ ગઈ હતી. દસ્તાવેજ કરી જમીનનો કબજો હરિભાઈએ સ્વામીશ્રીને સોંપ્યો. સમસ્ત ગુણાતીત મંડળના હરિભક્તોને અક્ષર દેરીનો કબજો મળ્યાના સમાચારથી ઘણો જ આનંદ થયો.

સ્વામીશ્રીએ સંવત 1988ના પોષ સુદ દશમના દિવસે મંદિરનું ખાત-મુહૂર્ત કરવાનું નક્કી કર્યું. આ પ્રસંગે હજારો હરિભક્તો આવ્યા. રાજ્યે પણ સારો સહકાર આપ્યો. મહારાજા ભગવત્‌સિંહજીને તો સત્સંગીઓનો ઉત્સાહ જોઈ સ્વામીશ્રીના પ્રતાપની ઝાંખી થઈ. ખૂબ જ ધામધૂમથી આ પ્રસંગ ઊજવાઈ ગયો.

સ્વામીશ્રી તે પછી રાજપુર પારાયણમાં પધાર્યા. આફ્રિકાથી હરમાનભાઈ સ્વામીશ્રીનાં દર્શને આવ્યા હતા. 'આવો દિવ્ય લાભ દેશમાં મળે છે તેથી હવે આફ્રિકા ન જવું' એમ તેમણે નક્કી કર્યું હતું. સ્વામીશ્રીએ તેમને આશીર્વાદ આપતાં કહ્યું: 'તમે આફ્રિકા જજો અને કોશિશ કરજો, સત્સંગ વધશે, મહારાજનો વર છે.'

આ આશીર્વાદનું ભાથું લઈ હરમાનભાઈ આફ્રિકા ગયા.

મહારાજાએ ત્રણ વર્ષની શરત મૂકી હતી, પણ સ્વામીશ્રીએ નિષ્ઠાવાન સંતો અને હરિભક્તોની રાત-દિવસની તનતોડ સેવાથી સવા બે વર્ષમાં જ મંદિર પૂરું કરી દીધું. સંવત 1990ના વૈશાખ સુદ દશમનું પ્રતિષ્ઠાનું મુહૂર્ત નક્કી કર્યું.

સ્વામીશ્રીએ સૌને આ સમૈયામાં આવવા આમંત્રણ મોકલ્યું અને લખ્યું કે 'આ સમૈયામાં જે જે આવશે તેને મારે અક્ષરધામમાં લઈ જવા. માટે કોઈએ આવો અમૂલ્ય અવસર ચૂકવો નહીં.'

યોગી સ્વામીએ આ સમૈયામાં અપાર સેવા કરી સૌને રાજી કરી દીધા. રાજ્યે પણ સારો સહકાર આપ્યો. સ્વામીશ્રીના હસ્તે મૂર્તિપ્રતિષ્ઠા થઈ. મૂર્તિ આગળ ધરવામાં આવેલો કાચ તૂટ્યો. સર્વત્ર જય જયકાર થઈ ગયો. રાત્રે અક્ષર દેરીમાં સાધુ ધર્મસ્વરૂપદાસ તથા ત્રણ હરિભક્તોને સમાધિ થઈ અને મહારાજ, સ્વામી તથા અક્ષરના અનંત મુક્તો સહિત દર્શન થયાં.

સ્વામીશ્રીએ આ પ્રસંગે અક્ષર દેરીનો અપાર મહિમા કહ્યો: 'આ સ્થાનમાં શ્રીનાથજીની જેમ રોજ સમૈયાનો થાળ થશે. બ્રહ્માંડમાં સર્વોપરી સ્થાન થશે અને લોકોના મનોરથ પૂરા થશે.'

આ જ પ્રસંગે આવા સર્વોપરી સ્થાનને અનુરૂપ મહંત, યોગી સ્વામીને નીમ્યા. ગુણાતીત સ્થાનના મહંત તરીકે આવા ગુણાતીત પુરુષની વરણીથી સૌ કોઈને ખૂબ જ આનંદ થયો.

## 48. ઇન્દ્રને આહ્‌વાન

સંવત 1992ની સાલમાં અમદાવાદના હરિભક્તોએ પારાયણ કરવાનું નક્કી કર્યું. આ વર્ષે છેક ભાદરવા મહિના સુધી વરસાદ થયો ન હતો. તેથી સૌ અકળાયા હતા. સૌએ સ્વામીશ્રીને પ્રાર્થના કરી.

સ્વામીશ્રી કહે: 'જોગીને પ્રાર્થના કરો. એ દયાળુ છે, તે જરૂર મહારાજને અરજી કરશે.'

યોગી સ્વામી કહે: 'હું તો સેવક છું. બધું સ્વામીશ્રીના હાથમાં છે. આપણે ધૂન કરીએ, સ્વામીશ્રી વરસાદ વરસાવશે.'

સ્વામીશ્રીએ ધર્મસ્વરૂપદાસ સ્વામીને કહ્યું: 'તમે સમાધિમાં જાઓ અને મહારાજને અરજી કરો.'

ધર્મસ્વરૂપદાસ સ્વામીએ સમાધિમાં જઈ મહારાજને ઘણી પ્રાર્થના કરી. મહારાજે તેમને કહ્યું: 'શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ પૃથ્વીનો ભાર ઉતારે છે, તેથી કોઈ દુઃખી નહીં થાય. જરૂર વરસાદ થશે.'



*સત્સંગિજીવનનું પારાયણ વાંચતા શાસ્ત્રીજી મહારાજ*

*(શ્રીનગર, સં. ૧૯૯૨)*

બીજે દિવસે વરસાદ થયો, પણ થોડો થયો. તેથી સૌને સંતોષ ન થયો.

ફરી બીજે દિવસે પણ ધર્મસ્વરૂપદાસે સમાધિમાં મહારાજને પ્રાર્થના કરી. ત્યારે મહારાજ કહે: 'આજથી ખૂબ જ વરસાદ થશે.'

થોડી જ વારમાં સમાધિમાં સાત શેર ઘીનો મગજનો પ્રસાદ આવ્યો. આ જોઈને સૌને આશ્ચર્ય થયું. તે જ વખતે બે સૂંઢવાળો ઐરાવત હાથી તેમને સમાધિમાં દેખાયો. તેના પરથી શ્રીજીમહારાજ, ગુણાતીતાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી, ભગતજી મહારાજ તથા ઇન્દ્ર ઊતર્યા. ઇન્દ્રે સ્વામીશ્રીની પૂજા કરી. શ્રીજીમહારાજે ધર્મસ્વરૂપદાસને કહ્યું કે 'આ મેઘપતિ ઇન્દ્ર આવ્યા છે, તેથી હવે વરસાદની ખાધ નહીં રહે.' એમ કહી પાંચેય મૂર્તિ આકાશમાર્ગે અદૃશ્ય થઈ ગઈ. આ પાંચેય મૂર્તિનાં અનેક સભાજનોને દર્શન થયાં હતાં.

થોડી જ વારમાં વીજળીના કડાકા સાથે મુશળધાર વરસાદ થયો. પૂર રેલાય તેટલો વરસાદ પડ્યો. આ ચમત્કારથી આખા અમદાવાદમાં સ્વામીશ્રી પ્રત્યેનું ખેંચાણ વધ્યું.

સંવત 1994માં સોમેશ્વર પીઠવાએ ગોંડળમાં સત્સંગિજીવનની પારાયણ કરાવી. આ પારાયણમાં પૂનાથી એક નવા જ હરિભક્ત ભગવાનદાસ સ્વામીશ્રીના મહિમાની વાત સાંભળીને આવ્યા હતા. તેમણે સંકલ્પ કર્યો કે 'પૂનામાં મંદિર થાય અને શ્રીજીમહારાજનાં દર્શન થાય તો જ જમવું.' આ વાત તેમણે કોઈને કહી નહીં.

પૂર્ણાહુતિને દિવસે સ્વામીશ્રી કથા વાંચતા હતા. પણ આ શું? સ્વામીશ્રી દેખાતા બંધ થઈ ગયા અને તેમને સ્થાને જરિયાન વસ્ત્ર, કસૂંબી પાઘ અને ઘરેણાં પહેરેલા શ્રીજીમહારાજનાં તેમને દર્શન થયાં. આંખ ચોળી વારંવાર જોયું, પણ એ જ મૂર્તિ. કથા વંચાતી હતી ત્યાં જ તેમણે ઊભા થઈ આ વાત કરી.

કથા પૂરી થયા પછી સ્વામીશ્રી બોલ્યા કે 'મહારાજે તમારો સંકલ્પ પૂરો કર્યો છે, માટે જમી લો અને હવે પછી આવું વ્રત લેશો નહીં.'

આ પ્રસંગથી શ્રીજીમહારાજ શાસ્ત્રીજી મહારાજ[5] દ્વારા અખંડ પ્રગટ છે તેવો તેમને અને પારાયણમાં આવેલા સૌને નિશ્ચય થયો.

## 49. અટલાદરામાં મંદિરનો આદર

સ્વામીશ્રી વડોદરા પધાર્યા. અહીંથી ત્રણ માઇલ દૂર અટલાદરા ગામમાં મથુરભાઈ રહેતા હતા. આમ તો મથુરભાઈ બોચાસણના હીરાભાઈના જેવા જ હતા. તેમને સત્સંગ થાય જ નહીં એવાં કુકર્મોથી ભરપૂર તેમનું જીવન હતું, પણ શાસ્ત્રીજી મહારાજનું નામ સાંભળતાં જ તેમનામાં પરિવર્તન થવા લાગ્યું. અટલાદરા મંદિર કરવા તેમણે શાસ્ત્રીજી મહારાજને આમંત્રણ આપ્યું.

સ્વામીશ્રી કહે: ‘અહીં જે જગ્યાએ મૂળુ મેતર અને કૃષ્ણ માળી રહેતા હતા ત્યાં શ્રીજીમહારાજ પધાર્યા હતા. તેથી તે પ્રસાદીની જગ્યા મળે તો મંદિર કરીએ.’

મથુરભાઈએ કહ્યું કે ‘એ જગ્યાએ તમે મંદિર કરો તો તમારે જોઈએ તેટલી જમીન હું આપું.’

સ્વામીશ્રીએ જમીન બતાવી. તે વખતે ત્યાં હરિજનવાસ હતો. તેમને નવાં ઘર કરી આપી, મથુરભાઈએ એ જમીન સ્વામીશ્રીને આપી, મંદિર કરવા પ્રાર્થના કરી.

એક વખત સારંગપુરની બાજુના ગામ સમઢિયાળાના હરખા પટેલ સ્વામીશ્રી પાસે આવ્યા અને પ્રાર્થના કરી કે ‘સ્વામી! મારા કૂવામાં પાણી થતું નથી. તો દયા કરો તો પાણી થાય.’

---

5. દિનપ્રતિદિન સ્વામીશ્રીનો પ્રૌઢ પ્રતાપ નિહાળી, સંત-હરિભક્તો વહાલથી એમને ‘શાસ્ત્રી યજ્ઞપુરુષદાસ’ ઉપરથી ‘શાસ્ત્રીજી મહારાજ’ પણ કહેતા.

સ્વામીશ્રીએ તો તેને સ્પષ્ટ જ કહ્યું: 'તું સત્સંગી થઈને નાહ્યા વિના ખાય છે, તે પાણી શી રીતે થાય? હવે જો કૂવામાં પાણી થાય તો તે પાણીથી નાહીને પછી ખાવાનો નિયમ લઈશ તો પાણી થશે.'

આ પ્રમાણે સ્વામીશ્રીએ તેને ધર્મ પાળવા નિયમ આપ્યો.

સ્વામીશ્રી સારંગપુર પધારતા અને રોકાતા ત્યારે નાના સાધુ નારાયણસ્વરૂપદાસને પોતે પાસે બેસાડી, ઘણા જ વહાલથી સંસ્કૃત ભણાવતા. ઘણી વખત તેમની પાસે કથા કરાવતા. તેઓ મધુર રાગમાં સ્વામીશ્રીની શૈલી પ્રમાણે જ કથા વાંચતા, જે સાંભળી સ્વામીશ્રી તથા સૌ ઘણા જ રાજી થતા. એ પ્રમાણે 'ભક્તચિંતામણિ' તથા 'હરિલીલામૃત' પણ સ્વામીશ્રી તેમની પાસે વંચાવે અને સત્સંગની ઘણી વાતો ખૂબ પ્રેમથી તેમને કરે. નારાયણસ્વરૂપદાસજી આ સાંભળી સ્વામીશ્રી પ્રત્યે વધુ ને વધુ હેતથી જોડાતા.

ત્યારપછી સુરતના હરિભક્તોએ સ્વામીશ્રીને સુરત પધારવા પ્રાર્થના કરી. આથી, સ્વામીશ્રી સુરત પધાર્યા. અહીં ભવ્ય પારાયણ ગોઠવી હતી. સ્વામીશ્રી ઘણી વાતો કરી સૌને આનંદ પમાડતા. સમાધિ પણ ઘણાને થતી.

સુરતના પ્રણામી સંપ્રદાયના આચાર્ય શ્રી કૃષ્ણપ્રિયાચાર્યજી ઘણા જ વિદ્વાન અને બધા જ ધર્મોના અભ્યાસી હતા. તેઓ સમાધિનો પ્રતાપ જોઈ સ્વામીશ્રી પ્રત્યે આકર્ષાયા. સ્વામીશ્રીની સાધુતા, વિદ્વત્તા અને નમ્રતા જોઈ, તેઓ પોતાની વિદ્વત્તાનું તથા આચાર્યપદનું માન મૂકી સ્વામીશ્રીનાં ચરણોમાં નમી પડ્યા. તેમણે જાહેર સભામાં કહ્યું: 'સ્વામી એટલે અક્ષર અને નારાયણ એટલે પુરુષોત્તમ - એ જ સ્વામિનારાયણનો સાચો અર્થ છે, એ શાસ્ત્રીજી મહારાજે સમજાવ્યો છે. આજે શ્રીજીમહારાજ, શાસ્ત્રીજી મહારાજ દ્વારા

પ્રગટ છે.' આવી વાત બીજા સંપ્રદાયના અને તે પણ વિદ્વાન આચાર્યના મુખે સાંભળી સૌને આનંદ થયો.

## 50. ગુરુહરિનો પ્રથમ વાર જયંતી મહોત્સવ

સ્વામીશ્રીની 80મી જયંતી બોચાસણમાં ખૂબ જ ધામધૂમપૂર્વક ઊજવવાનો સૌ હરિભક્તોએ સંકલ્પ કર્યો. આ માટે સૌ પ્રથમ ચંપકભાઈ બૅંકરને વિચાર આવ્યો, જે સૌએ વધાવી લીધો.

આ પ્રસંગે સત્સંગીઓ તરફથી રૂપિયા સવા લાખની થેલી સ્વામીશ્રીને અર્પણ કરવા નિર્ણય થયો. સ્વામીશ્રીએ તો 'સાધુથી પૈસા લેવાય જ નહીં' એમ કહી ના પાડી. અંતે ઠાકોરજીની સેવામાં એ રકમ વાપરવા, ઠાકોરજીને ભેટ કરવા આજ્ઞા કરી.

સંવત 2001ની વસંત પંચમીને દિવસે બે લાખ જેટલા ભાવિક ભક્તો બોચાસણમાં ભેગા થયા. આખા ગુજરાતમાંથી ઘણા મોટા મોટા માણસો આવ્યા હતા. ગોંડળ રાજ્યના વિદ્યાધિકારી ચંદુલાલ પટેલ તથા અન્ય અધિકારીઓ, સદ્‌ગૃહસ્થો અને પ્રતિષ્ઠિત સત્સંગીઓ આવ્યા હતા. સૌએ સ્વામીશ્રીનાં અપાર ગુણગાન ગાયાં. સ્વામીશ્રીની મહત્તાની વાતો કરી. બે લાખ માણસોએ આ દિવ્ય અવસરનો લાભ લીધો.

અટલાદરાથી સ્વામીશ્રી અમદાવાદ પધાર્યા. અહીં દર વર્ષના નિયમ મુજબ પારાયણ ગોઠવી હતી. સ્વામીશ્રી ભાગવતની કથા કરી અદ્‌ભુત વાતો કરતા. તે સાંભળી સત્સંગીઓ તથા અન્ય ધર્મીઓ પણ આનંદથી ડોલી ઊઠતા.

વૈષ્ણવ સંપ્રદાયના વિદ્વાન શાસ્ત્રી શ્રી વિશ્વનાથભાઈએ સ્વામીશ્રીની કથા તથા પ્રવચન સાંભળી કહ્યું: 'આજે મને જે ભક્તિરસનો અનુભવ સ્વામીશ્રીએ કરાવ્યો છે, તે પરથી હું કહું છું કે ભાગવતનો કથારસ શુકજી જાણે છે, શ્રીધર સંપૂર્ણ જાણે છે, પણ જેણે

સ્વામીશ્રીના મુખે ભાગવત સાંભળ્યું હશે તેને સમજાયું હશે કે સ્વામીશ્રી ભાગવત સમજાવી શકે છે તેવું કદાચ શ્રીધર પણ ન સમજાવી શકે, કારણ કે સ્વામીશ્રી તો ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપ છે. જે ભગવાનનું સ્વરૂપ હોય તે જ આ રસનો સ્વાદ ચખાડી શકે. આ કથાથી શાંતિ અને આનંદના મેઘ વરસ્યા છે.'

વૈષ્ણવ ભક્તના આ શબ્દોથી સૌ હરિભક્તોને ઘણો જ આનંદ થયો.

## 51. જોતજોતાંમાં ચોથું શિખરબદ્ધ મંદિર

સ્વામીશ્રી પાછા અટલાદરામાં મૂર્તિપ્રતિષ્ઠા કરવા પધાર્યા. સંવત 2001ના અષાઢ સુદ ત્રીજનું પ્રતિષ્ઠાનું મુહૂર્ત હતું. વરસાદ તો બે દિવસ પહેલાંથી જ જોશથી પડવો શરૂ થઈ ગયો હતો. આવા વરસાદમાં પ્રતિષ્ઠા કેવી રીતે થાય? સૌ મૂંઝાયા. સ્વામીશ્રી પાસે આવી પ્રાર્થના કરી.

સ્વામીશ્રીએ હસીને કહ્યું: 'આ તો મહારાજનું કામ છે. માટે ખરે વખતે વરસાદ બંધ થઈ જશે. તમે ચિંતા કરશો નહીં.'

બીજે દિવસે વરસાદ બંધ થઈ ગયો. તૈયારી પણ સંપૂર્ણ થઈ ગઈ અને ત્રીજને દિવસે અતિ ધામધૂમથી વેદના મંત્રોચ્ચાર સાથે વિધિપૂર્વક યજ્ઞ કરીને સ્વામીશ્રીના શુભ હસ્તે સવારે શ્રીજીમહારાજ, ગુણાતીતાનંદ સ્વામી અને ગોપાળાનંદ સ્વામીની મૂર્તિઓની પ્રતિષ્ઠા થઈ ગઈ. સ્વામીશ્રીએ કહ્યું: 'આ અટલાદરાનું મંદિર સર્વોપરી થઈ જશે. અત્યારે વડોદરાથી દૂર છે, પણ ભવિષ્યમાં વડોદરાની નજીક થઈ જશે. વડોદરાનું પરું જ થઈ જશે.'

આજે આ શબ્દો સાચા પડેલા જણાય છે.

સ્વામીશ્રી આણંદ પધાર્યા ત્યારે ગુજરાતના પ્રસિદ્ધ અને શૂરવીર સેવક ભાઈલાલભાઈ પટેલ, સ્વામીશ્રીને વિદ્યાનગર પધારવા

આમંત્રણ આપવા આવ્યા. વિદ્યાનગરને વિદ્યાનું કેન્દ્ર બનાવવા તેમણે ભવ્ય યોજના તૈયાર કરી હતી, પણ એ યોજનાને જો સ્વામીશ્રીના આશીર્વાદ મળે અને તેમની ચરણરજથી આ ભૂમિ પાવન બને તો જંગલમાં મંગલ થાય - એ વિચારે તેઓ સ્વામીશ્રીને આમંત્રણ આપવા આવ્યા. નાનપણથી તેઓ સ્વામીશ્રીના પ્રસંગમાં હતા અને તેમની મહત્તાથી પરિચિત હતા જ.

તેમનો પ્રેમ જોઈ સ્વામીશ્રી વિદ્યાનગર પધાર્યા. તેમણે સ્વામીશ્રીને આખી યોજના સમજાવી. સ્વામીશ્રીએ બધે ફરી પ્રસાદીનાં ફૂલ છાંટ્યાં અને આશીર્વાદ આપ્યા કે 'તમારો સંકલ્પ સિદ્ધ થશે અને અહીં વિદ્યાનું મોટું કેન્દ્ર થશે. હજારો વિદ્યાર્થીઓને વિદ્યાલાભ થશે.'

સ્વામીશ્રીના આશીર્વાદથી ભાઈલાલભાઈ ઘણા પ્રસન્ન થયા.

કરાંચીના હરિભક્તોના આગ્રહથી સ્વામીશ્રી સંતો અને હરિભક્તોનો મોટો સમૂહ લઈ કરાંચી પધાર્યા. અહીં સત્સંગિજીવનની પારાયણ રાખી હતી. અહીં સ્વામીશ્રીએ ઘણી કથાવાર્તા કરી. સ્વામીશ્રી રોજ મંદિરે દર્શને જતા.

છેલ્લે દિવસે સ્વામીશ્રીએ હરિભક્તોની વિશાળ સભામાં અગમવાણી ઉચ્ચારી કે 'હવે મહાકાળ આવે છે. સૌ કોઈ અહીં જે કંઈ હોય તે છોડીને દેશમાં આવી જજો.'

થોડા મહિના પછી રાજકીય ઊથલપાથલ થવાથી સ્વામીશ્રીના આ શબ્દો સાચા પડ્યા.

## 52. અક્ષરધામનો દરવાજો

સંવત 2004નો અન્નકૂટનો સમૈયો સ્વામીશ્રીએ સારંગપુર કર્યો.

હવે સ્વામીશ્રી વારંવાર મંદવાડ ગ્રહણ કરતા અને વળી સાજા પણ થઈ જતા. મંદવાડમાં અનેક હરિભક્તોને સેવા આપતા. ક્યારેક ઘેરો મંદવાડ હોય તોપણ અચાનક જ સારા થઈ જતા. એ રીતે પોતે

સ્વતંત્ર છે અને મરજી પડે ત્યારે મંદવાડ લઈ શકે છે અને મૂકી શકે છે તેવી શક્તિનું સૌને દર્શન થતું.

સારંગપુર મંદિરનો ભવ્ય દરવાજો તૈયાર થઈ ગયો હતો. કેટલાકને એમ સંકલ્પ થતો કે 'આવું ભવ્ય મંદિર તો માંડ પૂરું કર્યું. વળી તેમાં આવો મોટો દરવાજો કરવાની શી જરૂર છે?'

સ્વામીશ્રી તો તેમના અંતરનો વિચાર જાણીને કહેતા: 'આ મંદિરમાં કદાચ કોઈ ન આવે અને દૂરથી પણ જે આ દરવાજાનાં દર્શન કરશે તેને શ્રીજીમહારાજ અને સ્વામી સાક્ષાત્ તેડવા આવશે.'

આ સાંભળી સૌને સ્વામીશ્રીના પ્રતાપનો ખ્યાલ આવતો.

આ પછી અમદાવાદમાં સ્વામીશ્રીએ હૃદયરોગની ગંભીર માંદગી ગ્રહણ કરી. સૌ ચિંતાતુર થઈ ગયા. શાસ્ત્રીનારાયણસ્વરૂપદાસ તો ચોધાર આંસુએ રડી પડ્યા. સ્વામીશ્રીએ સૌને ધીરજ આપી અને શાંત પાડ્યા અને રાજપુર પારાયણમાં પધાર્યા.

સ્વામીશ્રીની વૃદ્ધ અવસ્થા અને થોડા વખત પહેલાં જ થયેલા હૃદય- રોગના હુમલાને લીધે સ્વામીશ્રી જ્યારે વાતો કરતા કે પરિશ્રમ લેતા ત્યારે સૌ વિનંતી કરતા કે 'સ્વામી! આપ આરામ કરો.'

સ્વામીશ્રી કહેતા: 'આરામ તો હું મહારાજની મૂર્તિમાં અખંડ કરું છું; પણ તમારા જેવા ભક્તોનો યોગ થાય છે ત્યારે મહારાજ મને અંદરથી કહે છે કે વાતો કરો. તેથી વાતો કર્યા વગર મારાથી રહેવાતું નથી.'

આ પ્રમાણે સ્વામીશ્રી સતત કથાવાર્તા કર્યા કરતા.

## 53. સુવર્ણ જયંતી

'સ્વામીશ્રી શાસ્ત્રીજી મહારાજે આખી જિંદગી અપાર કષ્ટ વેઠી, દેહના સુખની કાળજી લીધા વિના, રાત-દિવસ વિચરણ કરી હરિભક્તોને સાચું જ્ઞાન આપ્યું; સાચી સમજણ આપી; ધર્મને માર્ગે

વાળી અપાર સુખ, શાંતિ આપ્યાં. આવા પુરુષ માટે આપણે સર્વસ્વ આપી દઈએ તોપણ ઓછું છે.’

આવા અંતરના પ્રેમભાવથી પ્રેરાઈને સ્વામીશ્રીની 85મી જયંતી ખૂબ જ ભવ્યતાથી અટલાદરા મુકામે ઊજવવાનો સૌ હરિભક્તોએ સંકલ્પ કર્યો. આ પ્રસંગે સ્વામીશ્રીની સુવર્ણથી તુલા કરવાનો સૌએ નિર્ણય કર્યો. સ્વામીશ્રીને વાત કરી ત્યારે તેમણે આવા સન્માનની ચોખ્ખી ના કહી, પણ સમગ્ર સત્સંગના અપાર પ્રેમ આગળ તેમને નમવું પડ્યું.

આખા સત્સંગનાં ભાઈ-બહેનોએ શક્તિ ઉપરાંત આ ઉત્સવ માટે ધનની તથા સોનાના અલંકારોની સેવા કરી.

અટલાદરામાં જયંતીને આગલે દિવસે સાંજે શણગારેલા હાથી પર સ્વામીશ્રીની નગરયાત્રા નીકળી. સાથે યોગી સ્વામી તથા નિર્ગુણદાસ સ્વામી હતા. ઠાકોરજીની મૂર્તિઓને મોટી શણગારેલી મોટરમાં પધરાવવામાં આવી હતી. સૌને આ અલૌકિક દર્શનનો લાભ મળ્યો. વર્ષો પહેલાં ભગતજી મહારાજે ઉચ્ચારેલા શબ્દો ‘આ સાધુ તો હાથીની અંબાડીએ બેસે તેવા છે’ તે આજે સાચા પડ્યા.

બીજે દિવસે યજ્ઞ થયો અને જયંતીની ભવ્ય સભા થઈ. દેશ-વિદેશના આગેવાન હરિભક્તોએ સ્વામીશ્રીનાં ગુણગાન ગાતાં પ્રવચનો કર્યાં.

તુલાવિધિનો સમય થયો ત્યારે સ્વામીશ્રી કહે: ‘સાધુની સુવર્ણથી તુલા હોય નહીં.’



સૌ મૂંઝાયા. ઘણી વિનંતી કરી, પણ સ્વામીશ્રીએ તો મક્કમતાથી ના જ કહી. છેવટે સ્વામીશ્રીનો સાકરથી તુલાવિધિ કરવો

તેમ નક્કી કર્યું, ત્યારે સ્વામીશ્રી તુલામાં વિરાજ્યા. આમ, સ્વામીશ્રીએ સાધુતાનો માર્ગ બતાવ્યો.

લાખો હરિભક્તોએ આ પ્રસંગે લાભ લીધો. સત્સંગના ઇતિહાસમાં 85મી જયંતીનો પ્રસંગ સુવર્ણ અક્ષરે લખાઈ ગયો.

## 54. દુર્ગપુરમાં ભવ્ય મંદિરનું ખાતમુહૂર્ત

સ્વામીશ્રી હવે બધાં જ કામો ઝડપથી કરતા હતા. ગઢડામાં ટેકરા ઉપર શ્રીજીમહારાજે મંદિર કરવા સંકલ્પ કર્યો હતો. દાદાખાચર અને જીવાખાચર બંનેના ભાગની એ જમીન દાદાખાચર તો આપવા કબૂલ થયા, પણ જીવાખાચરે ના કહી. આથી, તે કાર્ય થયું નહીં. શ્રીજીમહારાજે કહ્યું: ‘અહીં ભવિષ્યમાં મોટું મંદિર થશે અને અમારી મૂર્તિ અમારા ભક્ત સહિત બેસશે.’

શ્રીજીમહારાજનો આ સંકલ્પ પૂરો કરવા સ્વામીશ્રીએ એ ટેકરા ઉપરની જમીન મેળવવા ઘણો પ્રયત્ન કર્યો; પણ આ જમીન સ્વામીશ્રીને ન મળે તે માટે વિરોધીઓએ ભાવનગર રાજ્યમાં પ્રયાસો કર્યા અને રાજ્યે નક્કી કરી દીધું કે ‘એ જમીન શાસ્ત્રી યજ્ઞપુરુષદાસને ક્યારેય આપવી નહીં.’

સ્વામીશ્રીએ આ સાંભળ્યું ત્યારે કહ્યું: ‘શ્રીજીમહારાજનો સંકલ્પ છે તો મહારાજ અન્યથાકર્તું શક્તિ વાપરીને પણ જમીન અપાવશે અને એ માટે રાજ્યપલટો કરશે.’

અને ખરેખર! ભારત સ્વતંત્ર થયું. રાજ્યો અખંડ ભારતમાં ભળી ગયાં. તેથી રાજ્યની હકૂમત ન રહી અને જિલ્લા કલેક્ટર તરીકે સ્વામીશ્રીના કૃપાપાત્ર ગોવિંદસિંહ ચુડાસમા નિમાયા. તેમના પ્રયત્નથી ગઢડાની જમીન તરત જ મળી ગઈ.

સંવત 2006ના કાર્તિક વદ 11નું મંદિરનું ખાતમુહૂર્ત હતું. ખાતમુહૂર્ત ભાવનગરના મહારાજા કૃષ્ણકુમારસિંહજી જેઓ તે વખતે

મદ્રાસના ગવર્નર હતા, તેમના શુભ હસ્તે હતું. આ પ્રસંગે તેમણે કહ્યું કે ‘સ્વામીશ્રી સમગ્ર ભારતમાં અતિ મહાન સંતપુરુષ છે. ગઢડાનું મંદિર હિંદનાં તમામ મંદિરોમાં શ્રેષ્ઠ અને સર્વોપરી બનશે.’

ઘેલાને તીરે ટેકરા પર લાખો રૂપિયાના ખર્ચે આરસનું સુંદર મંદિર કરવાની શક્તિ તો શ્રીજીમહારાજના સંકલ્પથી સ્વામીશ્રી જ કરી શકે, બીજાની તો તાકાત જ નહીં.

## 55. નારાયણસ્વરૂપદાસજી સંસ્થાના પ્રમુખપદે

સ્વામીશ્રીએ સ્થાપેલી આ મહાન સંસ્થાના સમગ્ર વહીવટ અને સત્સંગની જાળવણી અને વિકાસનો ભાર સ્વામીશ્રી યોગ્ય વારસને સોંપવા ઇચ્છતા હતા. આ માટે તેમણે 28 વર્ષના યુવાન સંત નારાયણસ્વરૂપદાસની પસંદગી કરી.

નાનપણથી જ સ્વામીશ્રી સાથે રહી, તેમની અનેક પ્રકારે સેવા કરી, તેમનો રાજીપો લઈ લેનાર આ સંતવર્ય, નાનપણથી જ ત્યાગ, વૈરાગ્ય, ભક્તિ અને ધર્મના રંગે રંગાયેલા હતા. સાધુતાના ગુણો, વ્યવહાર-કુશળતા, શાસ્ત્રનો અભ્યાસ, મીઠી વાણી અને લોકોને જીતી લેવાની કળાથી તેઓ સૌના પ્રિય થઈ પડ્યા હતા. આથી, સ્વામીશ્રીના આ નિર્ણયથી સત્સંગને અપાર આનંદ થયો.

સંવત 2006ના જેઠ સુદ 4ના દિવસે અમદાવાદના આમલી પોળના પ્રસાદીના મંદિરમાં પ્રમુખવરણીનો આ પ્રસંગ ગોઠવ્યો હતો. પોતાની તથા યોગી સ્વામીની વચ્ચે સ્વામીશ્રીએ તેમને બેસાડ્યા અને સભાને સંબોધન કર્યું:

‘જેમ સદ્‌ગુરુ રામાનંદ સ્વામીએ શ્રીજીમહારાજને નાની ઉંમરમાં ગાદી સોંપી હતી તેમ હું પણ આજથી મારા પ્રમુખ તરીકેની જગ્યાએ - મારા સ્થાને - સદ્‌ગુરુ શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસની નિમણૂક કરું છું. તેમની ઉંમર નાની છે, છતાં ગુણ ભારે છે. તો તમે તમામ સંત-

હરિભક્તો તેમના આ જવાબદારીભર્યા સ્થાનને દીપાવવા તેમને સહકાર આપશો. વળી, અત્યાર સુધી જેમ મારી આજ્ઞા પાળતા હતા તેમજ હવેથી આ સદ્‌ગુરુ શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસની આજ્ઞામાં સૌ રહેજો.'



એમ કહી પછી શાસ્ત્રી નારાયણસ્વરૂપદાસને કહ્યું: 'આ જોગી મહારાજ વચનસિદ્ધ અને બહુ પ્રતાપી સંત છે. તેમની છત્રછાયામાં રહીને તમારે સત્સંગ દીપાવવાનો છે.'

તથા યોગી સ્વામીને કહ્યું: 'જોગી! આ નારાયણ સ્વામીને જાળવજો. તેમને આશીર્વાદ આપો કે તમારા જેવા ગુણ તેમનામાં આવે.'

યોગી સ્વામીએ રાજી થઈને નારાયણસ્વરૂપદાસને આશીર્વાદ આપ્યા.

સ્વામીશ્રીએ તે પછી તેમના કપાળમાં ચાંદલો કરી, આશીર્વાદ આપ્યા અને પોતાની ચાદર નારાયણસ્વરૂપદાસને ઓઢાડી. તે દિવસથી સત્સંગમાં તેઓ ‘પ્રમુખસ્વામી’ના લાડીલા નામથી ઓળખાવા લાગ્યા.

નારાયણસ્વરૂપદાસે સ્વામીશ્રીને દંડવત્ કર્યા. સૌ સંતોને પ્રણામ કર્યા અને નમ્રતાપૂર્વક કહ્યું: ‘મારામાં જે કંઈ શક્તિ, જ્ઞાન હોય તે આપનું જ આપેલું છે. મને જે સેવા આપે સોંપી છે તે કરવાની સંપૂર્ણ શક્તિ અને બળ આપ આપશો.’

નારાયણસ્વરૂપદાસજીની પ્રમુખપદે થયેલી વરણીથી આખો સત્સંગ રાજી થયો.

## 56. નિર્ગુણદાસ સ્વામીનો અક્ષરવાસ

નિર્ગુણદાસ સ્વામીને ખૂબ માંદગીને કારણે સારવાર કરાવવા મુંબઈ લાવ્યા હતા. સ્વામીશ્રી પણ મુંબઈ પધાર્યા. સ્વામીશ્રીએ અહીં મંદવાડ અંગીકાર કર્યો. આવા મંદવાડમાં પણ સ્વામીશ્રી પ્રસંગોપાત્ત ઘણી વખત બ્રહ્મજ્ઞાનની તથા સત્સંગના ઇતિહાસની જૂની જૂની વાતો કરી અપાર સુખ આપતા. મુંબઈના હરિભક્તોએ પણ આ વખતે તન, મન અને ધનથી અપાર સેવા કરી સ્વામીશ્રીનો રાજીપો લઈ લીધો.

અનેક નિષ્ણાત વૈદ્યો અને ડૉક્ટરોની સારવાર છતાં નિર્ગુણદાસ સ્વામીનો મંદવાડ વધુ ને વધુ ઘેરો થતો ગયો. મુંબઈથી વધુ સારવાર માટે સ્વામીએ તેમને પેણ જવા આજ્ઞા કરી.

નિર્ગુણદાસ સ્વામીએ પોતાનું આખું જીવન સ્વામીશ્રીનાં અને અક્ષરપુરુષોત્તમનાં ગુણગાન અને મહિમાના પ્રચારમાં વિતાવ્યું હતું. શૂરવીર પ્રકૃતિના આ સંતે મનાવાની કે પૂજાવાની ઇચ્છા કરી જ ન હતી. હરિભક્તોનો દૃઢ પક્ષ અને તેમનાં સુખ-દુઃખ પોતાનાં સુખ-દુઃખ ગણી, સત્સંગની હદ ઉપરાંત સેવા કરી હતી. આફ્રિકાનો સત્સંગ તો

તેમના પત્રોના પોષણથી જ ફૂલ્યો-ફાલ્યો હતો. આથી, સમગ્ર સત્સંગ નિર્ગુણદાસ સ્વામી સાજા થાય તે માટે પ્રાર્થના કરતો હતો.

પણ શ્રીજીમહારાજની ઇચ્છાથી સં. 2006ના જેઠ સુદ 14ના દિવસે નિર્ગુણદાસ સ્વામી 'સ્વામિનારાયણ, સ્વામિનારાયણ' એમ ભજન કરતાં અક્ષરધામમાં સિધાવ્યા.

સ્વામીશ્રીના અંગભૂત આવા શૂરવીર સંતનો અક્ષરવાસ થવાથી સત્સંગીઓને અપાર દુઃખ થયું; પણ સ્વામીશ્રીએ સૌને ધીરજ આપી.

## 57. 'હું તે યોગી ને યોગી તે હું'

સ્વામીશ્રી હવે વધુ ને વધુ મંદવાડ બતાવતા ગયા. આ મંદવાડમાં અનેક લીલાઓ અને આશ્ચર્ય બતાવી હરિભક્તોને સુખ આપતા, સેવા પણ આપતા.

યોગી સ્વામી અમદાવાદ આવ્યા અને ગોંડળ જવા સ્વામીશ્રીની આજ્ઞા લેવા આવ્યા. ત્યારે સ્વામીશ્રીએ કહ્યું: 'હવે તો મહારાજ તેડી જશે. માટે આ નારાયણદાસ (પ્રમુખસ્વામી) તમને સોંપ્યા, આ મંદિરો પણ તમામ તમને સોંપ્યાં, માટે ધ્યાન રાખજો.'

બીજે દિવસે યોગી સ્વામીને યાદ કરી સ્વામીશ્રી બોલ્યા: 'અહો! જોગી તે જોગી. સાક્ષાત્ ગુણાતીત. જોગી જેવા સાધુ અનંત કોટિ બ્રહ્માંડમાં નથી. અમારી અનુવૃત્તિ 40 વર્ષથી અખંડ પાળતા આવ્યા છે, એવા એ મરજીના જાણનારા છે.'

જન્માષ્ટમીના સમૈયા પર અટલાદરા જવા સ્વામીશ્રીએ વિચાર્યું, જેથી હજારો હરિભક્તોને છેલ્લી વારનાં દર્શન થાય. કારણ કે હવે તો આ લીલા સંકેલી લેવાનો તેમનો વિચાર હતો. બધાને થતું હતું કે 'આવા મંદવાડમાં સ્વામીશ્રી અટલાદરા કેવી રીતે જઈ શકશે?' પણ તેઓ તૈયાર થઈ ગયા અને મોટરમાં બેસી અટલાદરા ગયા.



અહીં એક સાધુએ સ્વામીશ્રીને કહ્યું: ‘સ્વામી! હું તો આપની માળા ફેરવું છું. મારે મન તો આપ જ ભગવાન છો.’

આ સાંભળી સ્વામીશ્રીએ તેમને ઠપકો આપ્યો: ‘એમ ન બોલવું. બધાએ સ્વામિનારાયણ ભગવાનની માળા ફેરવવી અને તેમનું જ ભજન કરવું. હું પણ તેમજ કરું છું અને તમે પણ તેમજ કરશો. મારી આજ્ઞા છે.’

## 58. અંતિમ લીલા

સ્વામીશ્રી હવે ‘સારંગપુર જવું છે’ એમ કહેવા લાગ્યા. સૌ મૂંઝાઈ ગયા. આવા મંદવાડમાં સ્વામીશ્રીને સારંગપુર કેમ લઈ જવા? પણ તેઓ તો જાણે સારંગપુરનું ભજન કરતા હતા.

મુંબઈથી યોગી સ્વામી પધાર્યા. તેમણે સ્વામીશ્રીની મરજી જાણી તેમને સારંગપુર લઈ જવા તૈયારી કરવા સૂચના આપી.

વડોદરાથી ગાડીમાં બેઠા. અમદાવાદ સ્ટેશને હરિભક્તોને સંબોધીને કહ્યું:

'મારામાં અને જોગીમાં એક રોમનો ફેર નથી. તમે સૌ જોગી મહારાજની આજ્ઞા પાળજો.' તે પછી સ્વામીશ્રી સારંગપુર પધાર્યા.

સ્વામીશ્રી સારંગપુરમાં તબિયત સારી બતાવતા હતા અને ગઢડાની મૂર્તિપ્રતિષ્ઠાની તૈયારી માટે દોરવણી આપતા હતા. ગઢડા જવા માટે સ્વામીશ્રીએ મોટર મંગાવી. મોટર આવી ત્યારે તેમણે હકાભાઈને બોલાવીને કહ્યું: 'ચાલો ગઢડા જઈને મૂર્તિની પ્રતિષ્ઠા કરી આવીએ.' આ શબ્દોનું રહસ્ય તે વખતે તો કોઈને ન સમજાયું.

ગઢડા પહોંચ્યા પછી બીજે દિવસે સવારે સ્વામીશ્રીએ ઘેલાના પવિત્ર જળથી મૂર્તિઓને સ્નાન કરાવ્યું. જનોઈ પહેરાવી, કંકુના ચાંદલા કર્યા અને મૂર્તિઓને હાર પહેરાવી ભાવથી દર્શન કર્યાં. પછી આરતી ઉતારીને બોલ્યા: 'મારો વિધિ પૂરો થઈ ગયો. પ્રતિષ્ઠા થઈ ગઈ. હવે આપણે આવવું નથી. જોગી મહારાજ આવશે અને આરતી ઉતારશે.'

આ શબ્દોનો અર્થ પણ કોઈ સમજી શક્યું નહીં. દસ વાગે સ્વામીશ્રી સારંગપુર જવા નીકળ્યા અને બોલ્યા: 'હવે તો સારંગપુર અખંડ રહેવું છે.'

સારંગપુર આફ્રિકાના હરિભક્તો આવી ગયા હતા. તેમને દર્શન અને સમાગમનું અપાર સુખ આપ્યું અને છેવટનાં શિક્ષાવચનો કહ્યાં:

'મહારાજ અને સ્વામી બરોબર કોઈ થઈ શકે જ નહીં. એ બરોબર કોઈને કહેવા તે એ બે સ્વરૂપોનો દ્રોહ કર્યા બરોબર છે. સંતમાં મહારાજ રહ્યા છે એમ જો તત્ત્વે કરીને જાણે તો તેવા સંતમાં અને મહારાજમાં શો ફેર છે? મહારાજને લઈને સંતને ભગવાન કહેવાય, આ સમજણ શાસ્ત્રોક્ત છે અને તેમાં મહારાજનું અનાદિ વ્યતિરેક (જુદું) સ્વરૂપ જળવાય છે.

‘મહારાજના સંબંધ વિના એક પછી એક ગુરુને જ જો ભગવાન માનીએ તો અનાદિ ભગવાનપણું ન રહે અને શુષ્ક વેદાંતના જેવી સમજણ થઈ જાય. માટે ગઢડા પ્રથમ પ્રકરણ 27ના વચનામૃતમાં જે લક્ષણ સંતનાં લખ્યાં છે, તેવા સંતમાં મહારાજ સર્વ પ્રકારે નિવાસ કરીને રહે છે. તેવા સંતને ભગવાનનું સ્વરૂપ કહેવાય; ભગવાન તુલ્ય કહેવાય. માટે સૌએ મહારાજે બાંધેલી મર્યાદામાં રહેવું અને આજ્ઞા પ્રમાણે વર્તવું. સર્વોપરી ભગવાન સહજાનંદ સ્વામી અને સર્વોપરી સંત અનાદિ મૂળ અક્ષર ગુણાતીતાનંદ સ્વામી, એમ શુદ્ધ ઉપાસના સમજવી. એકાંતિક સંતને મોક્ષનું દ્વાર સમજવા.’

સ્વામીશ્રી વારંવાર ઉદાસીનતા બતાવતા હતા અને ‘ગઢપુરની આરતી જોગી મહારાજ ઉતારશે’ તેમ કહેતા હતા. યોગી સ્વામી તો તે વખતે મુંબઈ પધાર્યા હતા.

## 59. ‘એવા શાસ્ત્રીજી મહારાજને અમારાં લાખો વંદન હો!’

વૈશાખ સુદ 4(સંવત 2007)ના દિવસે સ્થિતિ વધુ ગંભીર હતી. સૌ ચિંતાતુર હતા.

સવારે નવ વાગે સ્વામીશ્રીએ કહ્યું: ‘મને રંગમંડપમાં લઈ જાઓ.’

સ્વામીશ્રીને રંગમંડપમાં લઈ ગયા. સૌ અદ્ધર શ્વાસે સ્વામીશ્રીનાં દર્શન કરતા હતા અને મુખમાં ‘સ્વામિનારાયણ’ના જાપ સાથે મહારાજને પ્રાર્થના કરતા હતા.

બરાબર 10-50 વાગે આખો રંગમંડપ દિવ્ય તેજથી છવાઈ ગયો અને સ્વામીશ્રી ‘સ્વામી! મહારાજ!’ એમ બોલતાં સ્વતંત્રપણે દેહ છોડી અક્ષરધામમાં વિરાજી ગયા.

આ આઘાતજનક સમાચારથી આખા સત્સંગમાં ઘેરો વિષાદ છવાઈ ગયો.

શ્રીજીમહારાજની પ્રસાદીની વાડીમાં સ્વામીશ્રીના દેહનો ચંદનકાષ્ઠમાં અગ્નિસંસ્કાર યોગીજી મહારાજ અને પ્રમુખસ્વામી મહારાજે કર્યો.

શોકમાં ડૂબેલા સત્સંગ-સમાજને હવે યોગીજી મહારાજ દોરવણી અને ધીરજ આપવા લાગ્યા. છ દિવસ પછી જ ગઢડા મંદિરનો મૂર્તિપ્રતિષ્ઠાનો દિવસ હતો. સ્વામીશ્રી ધામમાં ગયા તેથી આ ઉત્સવ ઊજવવો કે કેમ તેની મૂંઝવણમાં સૌ પડ્યા હતા. યોગીજી મહારાજે આ પ્રસંગે કહ્યું કે ‘સ્વામીશ્રી ક્યાં ગયા છે? એ તો પ્રગટ જ છે. સ્વામીશ્રીની મરજી દશમની પ્રતિષ્ઠા કરવાની હતી, તેથી તે કરીએ તો જ સ્વામીશ્રી રાજી થાય.’

આ શબ્દો સાંભળી સૌમાં હિંમત આવી. ‘જોગી આરતી ઉતારશે’ સ્વામીશ્રીનાં એ વચનો યાદ કરી, સૌ યોગીજી મહારાજમાં સ્વામીશ્રીને નિહાળતાં પ્રતિષ્ઠાની સેવામાં લાગી ગયા.

આ પ્રમાણે ઉપાસનાનું ભગીરથ કાર્ય કરી, શ્રીજીમહારાજના અખંડ ધારક અને કૃપાપાત્ર સ્વામીશ્રીએ આ સત્સંગમાં પધારી, સત્સંગને નવું જીવન આપ્યું. એક ઇતિહાસ સર્જ્યો અને સાધુતાના આદર્શને જીવંત બનાવ્યો. યોગીજી મહારાજ અને પ્રમુખસ્વામી મહારાજ જેવા મહાન સંતની ભેટ આપી.

યુગોયુગ જીવો સ્વામી શાસ્ત્રીજી મહારાજ!

